परोपकाराय सतां विभूतय

શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજાના કેળવણી ખાતાએ શાળાઓની લાયબ્રેરી માટે મંજુર કરેલ

# श्रद्धाशुद्धि उपाय.

योजक

શાંતમૂર્તિ મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી

શિષ્યાણુ મુનિ કર્પૂરવિજયજી

---

મધ્યસ્થદ્રષ્ટી જીવોને દેવાદિ તત્વનું શુદ્ધ શ્રદ્ધાન કરાવવા નિમિત્તે

શ્રી સિદ્ધક્ષેત્ર મધ્યે મુનિરાજ શ્રીકર્પૂરવિજયજી મારફતે જ્ઞાન ઉત્તેજન માટે આવેલ દ્રવ્ય સહાયથી ભેટ.

---

છપાવી પ્રસિદ્ધ કર્તા

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ–મેસાણા

( તરફથી શાહ વેણીચંદ સુરચંદ. )

આવૃત્તિ બીજી



અમદાવાદ

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું

સંવત ૧૯૬૮ વીર સંવત ૨૪૩૫ સને ૧૯૧૨

☛ ☚

## પુસ્તકને જેમ તેમ રખડતુ મૂકી આશાતના કરવી નહિ

अट्ठदस-दोस-रहिओ, देवो धम्मो निउणदयसहिओ।
सुगुरुवि बंभयारी आरंभ-परिग्गहाविरओ॥
सर्वज्ञा जितरागादि,-दोषस्त्रैलोक्य-पूजित ।
यथास्थितार्थ-वादी च, देवोऽर्हन् परमेश्वर ॥ १ ॥
महाव्रतधराधीर, भैक्ष-मात्रोपजीविन ।
सामायिकस्था धर्मो,-प्रदेशका गुरवो मता ॥ २ ॥
अवद्यमुक्ते पथि य प्रवर्त्तते,
प्रवर्त्तयत्यन्यजन च निस्पृह ।
स एव सेव्य स्वहितैषिणा गुरु ,
स्वय तरस्तारयितु क्षम परम् ॥ ३ ॥
दुर्गति-प्रपतत्प्राणि, धारणाद्धर्म उच्यते ।
सयमादि दशविध , सर्वज्ञोक्तो विमुक्तये ॥ ४ ॥

# પ્રસ્તાવના

---

ચાલુ જમાનાના કહેવાતા સુધારાના નામે ઘુસી ગયેલા દુષ્ટ વાયુના યોગે આજકાલ ઘણા જનોની ધમશ્રદ્ધા નામનીજ જોવામા આવે છે કેમકે કેટલાકને શુદ્ધ ગુરૂનો યોગ મળતો નથી અને મળે છે તેમાના કેટલાક ગુરૂમહારાજના ઉપદેશા મૃતનુ પાન કરવાને ભાગ્યશાલી થતા નથી આવા કારણથી પુસ્તકદ્વારા શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મનુ યથાર્થ સ્વરૂપ તેઓને સમજાવવા માટે આ પ્રયાગ કરવામા આવ્યો છે કેમકે વસ્તુ સ્વરૂપ યથાવ સમજ્યાવિના તે ગ્રહણ થઈ શકે નહિ પૂવના મહાન્ આચાર્યોએ સેકડો ગ્રથો ઉક્ત વિષયઉપર લખેલા છે તેમાથી મધ્યસ્થ દૃષ્ટિ જીવોને થોડા પ્રયાસે વિશેષ લાભ થાય તેવા વિષયો ચુટી કાઢીને તેના અનુવા॰ સાથે આ ગ્રથમા દાખલ કરેલા છે, જે વાચવાથી તે વિષયની મહત્વતા જણાઇ આવશે

આ 'શ્રદ્ધા શુદ્ધિ ઉપાય' નામનો ગ્રથ તેના નામ પ્રમાણે ગોરવતા ધરાવે છે એમ પ્રશસા કરવા કરતા વાચક વર્ગ ગ્રથને સપૂર્ણ વાચીને તેની ગોરવતા વધારે એમ ઈચ્છવુ વધારે યોગ્ય ગણાય

ગ્રથની શરૂઆતમા કલીકાલ સવજ્ઞ શ્રીમદ્ હેમચદ્રાચાર્ય વિરચિત મહાદેવ સ્તોત્ર વ્યાખ્યા સાથે લખવામા આવ્યુ છે જેની રચના એવા ઉત્તમ પ્રકારની કરવામા આવી છે કે નિષ્પક્ષપાતી એવા અન્યમતાવલબીયોને પણ શુદ્ધ દેવની ખરી છાપ તેનાથી પડી શકે તેમ છે તો જૈનકુળમા જેની ઉત્પત્તિ છે, ચ, ધર્મના સામાન્ય સ અતકરણમા રહેલા છે,

ઓને માટે તો કહેવુ જ શુ ત્યારબાદ અયોગવ્યવચ્છેદિકાદ્વાત્રિંશિકાખ્યનામે મહાવીરજિનસ્તવન પણ ભાષાન્તર સાથે દાખલ કરેલ છે તેમા વીતરાગના યથાર્થ વાદ ( શાસન ) ને યુક્તિ પુર સર નિષ્પક્ષપાત બુદ્ધિથી વર્ણન કરેલુ છે તે પછી સમકિતના સડસઠ બોલ સુગમ વ્યાખ્યા સાથે ઉત્તમ ભાષામા લખવામા આવેલ છે, જે વાચવાથી સમ્યકત્વ શુ પદાર્થ છે ? અને તે કયા ઉપાયથી પ્રાપ્ત થાય ? અને પ્રાપ્ત કરેલ પુરૂષોના લક્ષણ વગેરે કેવા હોય ? તે વગેરે સમજાઇ શકશે ત્યારબાદ હિત શીખામણની સજ્ઝાય, શિખામણની ત્રણ લાવણી અને સુમતિ કુમતિની લાવણી જિનદાસ શ્રાવકની બનાવેલ અનુક્રમે દાખલ કરીને ગ્રથ પૂર્ણ કરવામા આવેલ છે, ઉમાસ્વાતિવાચક કૃત ગૃહ ચૈત્યપુજા પ્રકરણ આ પ્રસ્તાવના સાથેજ દાખલ કરવામા આવેલ છે

મધ્યસ્થ દૃષ્ટી ગુણવાળો પ્રાણી આ ગ્રથનુ અધ્યયન કરવાને અધિકારી છે

આ ગ્રંથની યોજના તથા અનુવાદ કરવા માટે પૂજ્ય મુનિશ્રી કર્પૂરવિજયજીએ જે પ્રયાસ ઉઠાવ્યો છે તેના માટે તેઓ સાહેબને અ તઃકરણથી આભાર માનવામા આવે છે, ને તેવીજ રીતે તેમના પ્રયાસને આગળ લબાવી આભારી કરશે એમ ઇચ્છીએ છીએ

છેવટે મદદ આપનાર સદગૃહસ્થોનો આભાર માની આ ગ્રથનુ વાચન મનન કરી અનેક ભવ્યાત્માઓ પોતાનુ શ્રદ્ધાન નિર્મળ કરે એમ ઇચ્છી વિરમીએ છીએ

લી પ્રસિ . . .

# गृहचैत्यपूजाप्रकरणम्

स्नानं पूर्वामुखी भूय, प्रतीच्यां दन्तधावनम् ।
उदीच्याम् श्वेतवस्त्राणि, पूजा पूर्वोत्तरामुखी ॥ १ ॥
गृहे प्रविशतां वाम,–भागे शल्यांत्रिवर्जिते ।
देवतावसर कुर्यात्, सार्धहस्तोर्ध्वभूमिके ॥ २ ॥
नीचै र्भूमिस्थित कुर्या,–द्देवतावसर यदि ।
नीचै र्नीचैस्ततो वंश, सन्तत्यापि सदा भवेत् ॥ ३ ॥
यथार्चक स्यात्पूर्वस्या, उत्तरस्याश्च समुख. ।
दक्षिणस्या दिशो वर्ज, विदिक् वर्जन–मेव च ॥ ४॥
पश्चिमाभिमुख कुर्यात्, पूजा जिनेंद्रमूर्त्तये ।
चतुर्थ सन्ततिच्छेदो, दक्षिणस्याम सन्तति ॥ ५ ॥
आग्नेय्या तु यदा पूजा, धन हानिर्दिने दिने ।
वायव्या सन्ततिर्नैव, नैऋत्या च कुलक्षय ॥ ६ ॥
ऐशान्यां कुर्वता पूजा, संस्थितिनव जायते ।
अङ्घ्रिजानुकरांसेषु, मूर्ध्नि पूजा यथाक्रमम् ॥ ७ ॥
श्रीचन्दन विनानैव, पूजां कुर्यात्कदाचन ।
भाल–कण्ठे हृदम्भोजो,–दरे तिलक कारणम् ॥ ८ ॥

नवभि स्तिलके पूजा, करणीया निरन्तरम् ।
प्रभाते प्रथम वास,–पूजा कार्या विचक्षणै ॥ ९ ॥
मध्याह्ने कुसुमै पूजा, सन्ध्याया धूपदीपयुक् ।
वामाङ्गे धूपदाह स्या,–दग्र–पूजा तु सम्मुखी ॥ १० ॥
अर्हतो दक्षिणे भागे, दीपस्य विनिवेशनम् ।
ध्यानं च दक्षिणे भागे, चैत्यानां वदन तथा ॥ ११ ॥
हस्तात् प्रस्खलित क्षितौ निपतित लग्न क्वचित् पादयो-
र्यन्मूर्ध्वोर्ध्वगत घृत कुवसनै र्नाभेरधो यद्धृतम् ।
स्पृष्ट दुष्टजनै र्घनै रभिहत यद् दूषित कीटकै–स्त्याज्य
तत्कुसुम दल फलमथो भक्तै र्जिनप्रीतये ॥ १२ ॥
नैकपुष्प द्विधा कुर्या,–न्न छिन्द्या त्कलिकामपि ।
चम्पकोत्पल–भेदेन, भवेद्दोषो विशेषत ॥ १३ ॥
गंधधूपाक्षतै स्रग्भि , प्रदीपै र्बलिवारिभि ।
प्रधानैश्च फलै· पूजा, विधेया श्रीजिनेशितु ॥ १४ ॥
शान्तौ श्वेत जये श्याम, भद्रे रक्त भये हरित् ।
पीत ध्यानादिक–लाभे, पचवर्ण तु सिद्धये ॥ १६ ॥
( शान्तौ श्वेतं तथा पीत, लाभे श्यामं पराजये ।

मगलार्थं तथा रक्त, पचवर्णं तु सिद्धये ॥ )
खडिते सन्धिते छिन्ने, रक्ते रौद्रे च वाससि ।
दानपूजा तपो होम, सन्ध्यादि निष्फल भवेत् ॥१६॥
पद्मासन–समासीनो, नासाग्रन्यस्तलोचन ।
मौनी वस्त्रावृतास्योऽयं, पूजा कुर्याज्जिनेशितु ॥१७॥
स्नात्र विलेपन–विभूषण–पुष्पवास–
धूप–प्रदीप–फल–तन्दुल–पत्र–पूगै ।
नैवेद्य–वारि–वसनै श्चमरातपत्र–
वादित्र–गीत–नटन–स्तुति–कोशवृद्धया ॥ १८ ॥
इत्येकविंशतिविधा जिनराजपूजा,
ख्याता सुरासुरगणेन कृता सदैव।
खण्डीकृता कुमतिभि कलिकालयोगा
द्यद्यत्प्रिय तदिह भाववशेन योज्यम् ॥ १९ ॥
इति प्रसिद्ध श्रीउमास्वातिवाचकविरचित पूजा प्रकरणम्.

# વિષયાનુક્રમ



# श्रीमद् हेमचन्द्रसूरिविरचितश्रीमहादेव-स्तोत्र भाषांतरसमेतम्

प्रशान्त दर्शन यस्य, सर्वभूताभयप्रदम्
मांगल्य च प्रशस्त च, शिवस्तेन विभाव्यते ॥ १ ॥

महत्वा-दीश्वरत्वाच्च, यो महेश्वरता गत
राग द्वेष विनिर्मुक्त, वदेऽह त जिनेश्वरम् ॥ २ ॥

महाज्ञान भवेद्यस्य, लोकालोक-प्रकाशकम्
महादया दमो ध्यान, महादेव स उच्यते ॥ ३ ॥

महान्त स्तस्करा ये तु, तिष्ठन्त स्वशरीरके
निर्जिता येन देवेन, महादेव स उच्यते ॥ ४ ॥

रागद्वेषौ महामल्लौ, दुर्जयौ येन निर्जितौ
महादेव तु त मन्ये, शेषा वै नामधारका ॥ ५ ॥

જેનુ દર્શન અત્યત શાતરમથી ભરેલુ, સર્વ જીવોને અભય આપનારૂ, મગળકારી અને ઉત્તમ છે તેથીજ તે શિવ કહેવાય છે ૧

સર્વ દેવથી મહાન્ હોવાથી તેમજ સર્વ સમૃદ્ધિથી અધિક હોવાથી જે મહેશ્વર કહેવાય છે એવા રાગદ્વેષથી રહિત જિનેશ્વરને હુ વદુ છુ ૨

લોકાલોકને પ્રકાશ કરનારૂં મહાજ્ઞાન જેને પ્રગટ્યુ છે તથા મહાદયા, મહાદમન અને મહાધ્યાન જેને હોય છે તે મહાદેવ કહેવાય છે ૩

સ્વશરીરમા રહેનારા વિષયકષાયાદિક મહાન્ તસ્કરો જે દેવે સર્વથા જીતી લીધા છે તે મહાદેવ કહેવાય છે ૪

દુર્જય એવા રાગદ્વેષરૂપ મહા સુભટો જેણે સર્વથા જીતી લીધા છે તેને જ હું મહાદેવ માનું છું, બાકીના તો ફક્ત નામધારી જ છે ૫

शब्दमात्रो महादेवो, लौकिकाना मते मत
शब्दतो गुणतश्चैवा, -र्थतोपि जिनशासने ॥ ६ ॥
शक्तितो व्यक्तितश्चैव, विज्ञान लक्षण तथा
मोहजाल हत येन, महादेव स उच्यते ॥ ७ ॥
नमोस्तु ते महादेव, महामद विवर्जित
महालोभ विनिर्मुक्त, महागुण समन्वित ॥ ८ ॥
महारागो महाद्वेषो, महामोहस्तथैव च
कषायश्च हतो येन, महादेव स उच्यते ॥ ९ ॥
महाकामो हतो येन, महाभय-विवर्जित
महाव्रतोपदेशी च, महादेव स उच्यते ॥ १० ॥

શબ્દ માત્ર મહાદેવ લૌકિક મતમા મનાયેલ છે અને

જૈનશાસનમા તો ગુણયુક્ત એવા શબ્દ અને અર્થથીજ મહાદેવને માનવામા આવેલ છે ૬

લૌકિક મતમા શબ્દિમાત્ર (નિરોભૂત) વિનાન લક્ષણ મહાદેવ માનેલ છે અને જૈન શાસનમા તો વ્યક્ત વિજ્ઞાન લક્ષણ મહાદેવને માનવામા આવે છે તેથી જેણે મોહ જાગને છેદી નાંખી છે તેજ મહાદેવ કહેવાય છે ૭

મહામદ વિવર્જિત, મહાલોભ વિમુક્ત, અને મહા ગુણ યુક્ત એવા હે મહાદેવ, તમોને નમસ્કાર છે ૮

મહારાગ, મહાદ્વેષ, અને મહામોહ તેમજ કષાય પણ જેણે હણી નાખેલ છે તેજ મહાદેવ કહેવાય છે ૯

જેણે મહા કામનો નાશ કર્યો છે, મહાભય દૂર કર્યા છે, અને મહાવ્રતનો ઉપદેશ કર્યો છે તે મહાદેવ કહેવાય છે ૧૦

महाक्रोधो महामानो, महामाया महामद
महालोभो हतो येन, महादेव स उच्यते ॥ ११ ॥

महानन्दो दया यस्य, महाज्ञानी महातप
महायोगी महामौनी, महादेव· स उच्यते ॥ १२ ॥

महावीर्यं महाधैर्यं, महाशील महागुण
महा मञ्जुक्षमा यस्य, महादेव स उच्यते ॥ १३ ॥

स्वयभूत यतो ज्ञान, लोकालोक प्रकाशकम्
अनन्त वीर्य-चारित्र, स्वयभू सोभिधीयते ॥ १४ ॥

शिवो यस्माज्जिन प्रोक्त, शंकरश्च प्रकीर्तित
कायोत्सर्गी च पर्यङ्की, स्त्रीशस्त्रादिविवर्जित ॥ १५ ॥

મહા ક્રોધ, મહામાન, મહામાયા, મહામદ, અને મહાલોભ જેણે હણી નાખ્યા છે તે મહાદેવ કહેવાય છે ૧૧

મહાનંદી, મહાદયાવંત, મહાજ્ઞાની, મહાતપસ્વી, મહા યોગી અને મહામૌની એવા મહાદેવ હોય છે ૧૨

મહાવીર્ય, મહાધૈર્ય, મહાશીલ, મહાગુણ, અને મહાક્ષમા ક્ષમા જેમા રહેલી છે તે મહાદેવ કહેવાય છે ૧૩

લોકાલોક પ્રકાશક જ્ઞાન જેનાથી સ્વત પ્રગટ થયુ છે અને અનંત વીર્ય સુખ ચારિત્ર જેનામા સાક્ષાત્ ઉપજ્યુ છે તેજ સ્વયભૂ કહેવાય ॥ ૧૪

એ હેતુથી સ્ત્રી શસ્ત્રાદિ રહિત કાયોત્સર્ગ મુદ્રા અને પર્યકાસન મુદ્રાધારી એવા જિન ભગવાનજ શીવ તથા શંકર કહેવાય છે ૧૫

साकारोपिह्यनाकारो, मूर्तामूर्तस्तथैव च
परमात्मा च बाह्यात्मा, अन्तरात्मा तथैव च ॥ १६ ॥
दर्शनज्ञान–योगेन, परमात्मा–यमव्यय
पराक्षान्ति रहिंसा च, परमात्मा स उच्यते. ॥ १७ ॥
परमात्मा सिद्धि सप्राप्तौ, बाह्यात्मा तु भवान्तरे

अन्तरात्मा भवे देह, इत्येष त्रिविध शिव· ॥१८॥
सकलो दोषसपूर्णो, निष्कलो दोषवर्जित
पचदेह विनिर्मुक्त , सप्राप्त परम पदम् ॥ १९ ॥

एकमूर्तिस्त्रयो भागा, ब्रह्म विष्णु महेश्वरा
तान्येव पुनरुक्तानि, ज्ञान-चारित्र दर्शनात् ॥ २० ॥

તે સાકાર પણ છે અને નિરાકાર પણ છે, તેમજ મૂર્તા મૂર્ત પણ છે વળી પરમાત્મા, બાહ્યાત્મા તથા અતર આત્મા રૂપે પણ કહી શકાય છે ૧૬

પરમ દર્શન જ્ઞાન યોગવડે જે અક્ષય આત્મ સ્વભાવને પામ્યા છે તેમજ પરમ ક્ષમા અને દયા (યુક્ત) હોવાથી પરમાત્મા કહેવાય છે, ૧૭

સિદ્ધ અવિનાશી સુખ સપ્રાપ્ત થયે છતે જે પરમાત્મા કહેવાય છે અને પ્રથમ કર્મવશાત્ સસારમા પરિભ્રમણ કરતા બાહ્યાત્મા કહેવાય છે, તેમજ વિવેક યુક્ત દેહ ધારી છતા અતર આત્મા કહેવાય છે, એવી રીતે શિવ ત્રણ પ્રકારે છે ૧૮

દોષયુક્ત અવસ્થા સકલ અવસ્થા કહેવાય છે અને દોષ રહિત અવસ્થા નિષ્કલ કહેવાય છે, સર્વથા દેહ રહિત પરમપદ પ્રાપ્તની એ દશા છે ૧૯

શુદ્ધ નયથી વિચારતા કેવળ અખડ અબાધિત એક મૂર્તિ છતા પર્યાય નયની અપેક્ષાએ આત્માના જ્ઞાન ચારિત્ર અને દર્શન ગુણના યોગે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરરૂપ ત્રિમૂર્તિ

શકાય છે (જૈન મતમા ઉક્તવાત ઘટી શકે છે લૌકિક મતમા તો તેમા પ્રગટ રીતે મોટો વિરોધ જોવામા આવે છે તે આગળની વાત મધ્યસ્થતાથી વિચારી જોતા બરાબર લક્ષ્યમા આવશે )૨૦

एकमूर्ति स्त्रयोभागा, ब्रह्मविष्णु-महेश्वरा
परस्पर विभिन्नाना, मेक मूर्ति कथ भवेत् ॥ २१ ॥
कार्यं विष्णु क्रिया ब्रह्मा, कारण तु महेश्वर
कार्य-कारण-सपन्ना, एक मूर्ति कथ भवेत् ॥ २२ ॥
प्रजापति सुतो ब्रह्मा, माता पद्मावती स्मृता
अभिजिज्जन्म-नक्षत्र, मेक मूर्ति कथ भवेत् ॥२३॥
वसुदेव-सुतो विष्णु, माता च देवकी स्मृता
रोहिणी जन्म-नक्षत्र, मेक मूर्ति कथ भवेत् ॥२४॥
पेढालस्य सुतो रुद्रो, माता च सत्यकी स्मृता
मूल च जन्मनक्षत्र,-मेक मूर्ति कथ भवेत् ॥२५॥

એક મૂર્તિ, તેના બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એવા ત્રણ ભાગ, એ પરસ્પર અત્યત ભિન્ન એવા ત્રણ ની એક મૂર્તિ શી રીતે સભવે ? ૨૧

વિષ્ણુ કાર્ય રૂપ છે, બ્રહ્મા ક્રિયારૂપ છે, અને મહેશ્વર કારણરૂપ છે, એવી રીતે કાર્ય કારણ સપન્ન એક મૂર્તિ શી રીતે હોઈ શકે ? ( ઉક્ત વાતને વધારે સ્પષ્ટ કરીને ગ્રન્થકાર પોતેજ બતાવે છે) ૨૨

પ્રજાપતિનો પુત્ર બ્રહ્મા છે માતા પદ્માવતિ કહેવી છે અને અભિજિત નક્ષત્રમાં જન્મ થયેલો છે તો એક મૂર્તિ કેમ હોય ! ૨૩

વસુદેવનો પુત્ર વિષ્ણુ છે, માતા દેવકી છે, જન્મનું નક્ષત્ર રોહિણી છે, તો તેની એક મૂર્તિ કેમ હોય ! ૨૪

પેઢાલનો પુત્ર રુદ્ર છે, માતા સત્યકી છે, મૂળ નક્ષત્રમાં જન્મ થયેલો છે, તો એક મૂર્તિ કેમ હોય ! ૨૫

रक्तवर्णो भवेद् ब्रह्मा, श्वेतवर्णो महेश्वरः
कृष्णवर्णो भवेद् विष्णु,-रेकमूर्तिं कथ भवेत् ॥२६॥

अक्षसूत्री भवेद् ब्रह्मा, द्वितीय शूलधारक
तृतीय शंखचक्रांक, एक-मूर्तिं कथ भवेत् ॥२७॥

चतुर्मुखो भवेद् ब्रह्मा, त्रिनेत्रोऽय महेश्वर
चतुर्भुजो भवेद् विष्णु,-रेक-मूर्तिं कथ भवेत ॥२८॥

मथुराया जातो ब्रह्मा, राजगृहे महेश्वर,
द्वारामत्या-मभूद् विष्णु,-रेक मूर्तिं कथ भवेत ॥२९॥

हसयानो भवेद् ब्रह्मा, वृषयानो महेश्वर
गरुडयानो भवेद् विष्णु,-रेक मूर्तिं कथ भवेत् ॥३०॥

બ્રહ્મા રક્ત વર્ણવાળો છે, મહેશ્વરનો શ્વેત વર્ણ છે, અને વિષ્ણુ કૃષ્ણવર્ણવાળો છે, તો એક મૂર્તિ કેમ હોય ? ૨૦

બ્રહ્મા જપમાળાને ધારણ કરે છે, મહેશ્વર શુલને ધારણ કરે છે અને વિષ્ણુની પાસે શખ અને ચક્ર છે તો એક મૂતિ કેમ હોય ? ૨૭

બ્રહ્મા ચાર મૂખવાળો છે, મહેશ્વર ત્રણ નેત્રવાળો છે અને વિષ્ણુને ચાર હાથ છે, તો એક મૂતિ કેમ હોય ? ૨૮

બ્રહ્મા મથુરામા જન્મેલ છે, રાજગૃહમા મહેશ્વર જન્મેલ છે અને દ્વારકામા કૃષ્ણની ઉત્પત્તિ છે તો એક મૂતિ કેમ હોય? ૨૯

બ્રહ્માને હમનુ વાહન છે, મહેશ્વગને બળદનુ વાહન છે અને વિષ્ણુને ગરૂડ પક્ષીનુ વાહન છે તો એક મૂતિ કેમ હોય ? ૩૦

पद्महस्तो भवेद् ब्रह्मा, शूलपाणि र्महेश्वर
चक्रपाणि र्भवेद् विष्णु,-रेक मूर्ति कथ भवेत् ॥३१॥
कृते जातो भवेद् ब्रह्मा, त्रेतायां च महेश्वर
द्वापरे जनितो विष्णु, रेक-मूर्ति कथ भवेत् ॥ ३२॥
ज्ञान विष्णु स्सदा प्रोक्त, चारित्र ब्रह्म उच्यते
सम्यक्त्व तु शिव प्रोक्त,-मर्हन्मूर्ति-स्त्रयात्मिका ३३
क्षितिजलपवनहुताशन, यजमानाकाशसोमसूर्याख्या
इत्येतेऽष्टौ भगवति, वीतरागे गुणा मता ॥ ३४ ॥
क्षितिरित्युच्यते क्षाति, र्जल या च प्रसन्नता
नि सगता भवेद्वायु, र्हुताशो योग उच्यते ॥ ३५ ॥

બ્રહ્માના હાથમા કમળ છે, મહેશ્વરના હાથમા શુળ છે અને વિષ્ણુના હાથમા ચક્ર છે, તો એક મૂર્તિ કેમ હોય ? ૩૧

બ્રહ્મા કૃતયુગમા થયેલ છે, મહેશ્વર ત્રેતાયુગમા થયા છે અને દ્વાપરયુગમા વિષ્ણુ થયેલ છે, તો એક મુર્તિ કેમ હોય ? ૩૩

જૈન શાસનમા નિર્મળ કેવળ જ્ઞાન વિષ્ણુ રૂપ અર્થાત્ સર્વવ્યાપક—લોકાલોક પ્રકાશક કહ્યું છે યથાખ્યાત-વીતરાગ ચારિત્ર પૂર્ણબ્રહ્મરૂપ અર્થાત્ શુદ્ધ સ્વભાવ રમણરૂપ કહ્યું છે અને શુદ્ધ આત્મશ્રદ્ધાન યા સમ્યકત્વ શિવરૂપ અર્થાત્ ભવભ્રમણ નિવારીને નિરૂપાધિક ગતિ આપનારૂં કહેલુ છે તેથી સશુદ્ધ જ્ઞાન દર્શન અને ચારિત્રમય શ્રી અર્હન્મુર્તિ જ પુર્વોક્ત વિષ્ણુ બ્રહ્મા અને શિવાત્મક છે ૩૩

પૃથ્વી, જળ, પવન, અગ્નિ, યજમાન, આકાશ, સોમ અને સૂર્યરૂપ આઠ ગુણ વીતરાગ ભગવાનમા માનવામા આવ્યા છે ૩૪

ઉત્તમ પ્રકારની ક્ષમા તેજ પૃથ્વી, સદા પ્રસન્નતા એજ જળ, નિઃસંગતા એજ વાયુ અને શુદ્ધ સંયમ-યોગ એજ અગ્નિ ૩૫

यजमानो भवेदात्मा, तपोदानदयादिभि ॥
अलेपकत्वा-दाकाश,-संकाश सोभिधीयते ॥३६॥
सौम्यमूर्तिरुचिश्चद्रो, वीतराग समीक्ष्यते
ज्ञानप्रकाशकत्वेन, आदित्य सोभिधीयते ॥३७॥

पुण्यपापविनिर्मुक्तो, रागद्वेषविवर्जित
श्री अर्हद्भ्यो नमस्कार, कर्तव्य शिवमिच्छता ॥३८॥
अकारेण भवेद् विष्णु, रेफे ब्रह्मा व्यवस्थित
हकारेण हर प्रोक्त,-स्तस्यान्ते परम पदम् ॥ ३९ ॥
अकार आदि धर्मस्य, आदि मोक्ष-प्रदेशक
स्वरूपे परम ज्ञान,-मकारस्तेन उच्यते ॥ ४० ॥

શુદ્ધ તપ, દાન, દયાદિક ગુણોવડે આત્મા એજ યજમાન અને નિર્લેપ સ્વભાવ હોવાથી આત્મા એ જ આકાશતુ'ય જણાય છે ૩૬

સૌમ્ય મૂર્તિવડે મનોહર હોવાથી એ વીતરાગ ભગવાન જ ચદ્ર કહેવાય છે અને નિર્મળ જ્ઞાનનો પ્રકાશ કરવાથી એ જ ભગવાન આદિત્ય–સૂર્ય કહેવાય છે ૩૭

માટે મોક્ષસુખને ઇચ્છનારે શ્રીમદ્ અર્હદ્ દેવપ્રતિ નિષ્કામપણે અર્થાત રાગદ્વેષ રહિત, તથા પુણ્ય પાપની કામના રહિત નમસ્કાર કરવો જોઈએ, કેમકે પુણ્ય પાપ અને રાગદ્વેષનો સર્વથા ક્ષય કર્યાથી જ મોક્ષ મળે છે ૩૮

અર્હન્ પદમા અકારથી વિષ્ણુ, રકારથી બ્રહ્મા, હકારથી હર સમજવો અને છેવટનો નકાર પરમપદ વાચક છે ૩૯

અર્હન્ પદમા રહેલ અકાર, આદિ ધર્મનો વાચક તથા આદિ મોક્ષનો દર્શક છે તેમજ સ્વરૂપમા પરમજ્ઞાન બતાવનાર છે, તેથી અકાર કહેવાય છે ૪૦

रूपि द्रव्य स्वरूप वा, दृष्ट्वा ज्ञानेन चक्षुषा
दृष्ट लोकमलोकं वा, रकारस्तेन उच्यते ॥ ४१ ॥

हता रागाश्च द्वेषाश्च, हता मोह-परीषहा·
हतानि येन कर्माणि, हकार स्तेन उच्यते ॥ ४२ ॥

सतोषेणाभिसपूर्ण , प्रातिहार्याष्टकेन च
ज्ञात्वा पुण्य च पाप च, नकारस्तेन उच्यते ॥ ४३ ॥

भवबीजाङ्कुरजनना,-रागाद्या· क्षयमुपागता यस्य
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥ ४४ ॥

तथा चोक्त श्रीमन्मानतुगसूरिमवरै

बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धिबोधात्
त्वं शकरोऽसि भुवनत्रय शकरत्वात्
धाताऽसि धीरशिवमार्ग-विधे विधानाद्
व्यक्त त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि

રૂપી અને અરૂપી દ્રવ્યને જ્ઞાનચક્ષુથી દેખીને લોકાલોકને સંપૂર્ણરીતે દેખ્યુ છે તેથી રકાર કહેવાય છે ૪૧

જેણે સર્વ પ્રકારના રાગદ્વેષ તથા મોહજ ય પરીષહો અને આઠ કર્મોને હણ્યા છે તેથી હકાર કહેવાય છે ૪૨

પુણ્ય અને પાપ વિગેરે તત્ત્વોને સંપૂર્ણ રીતે જાણી લઈને સંપૂર્ણ સંયમ વ્રત છતાં આઠ મહા પ્રાતિહાર્યયુક્ત વર્તે છે તેથી નકાર કહેવાય છે ૪૩

સંસારરૂપ બીજના અંકુરાને પેદા કરનાર રાગદ્વેષાદિ દોષો જેના ક્ષય પામેલા છે તે બ્રહ્મા હો, વિષ્ણુ હો, હર હો, કે જિન હો, તેને અમારો ત્રિવિધે ત્રિકાલ નમસ્કાર ! ॥ ૪૪ ઇતિ—

---

## श्री हेमचन्द्राचार्यविरचित ( अयोगव्यवच्छेदिकाद्वात्रिंशिकाख्य ) श्रीमहावीरस्वामिस्तोत्र व्याख्यासमेतम्

अगम्य-मध्यात्मविदामवाच्य
वचस्विना-मक्षवता परोक्षम् ।
श्रीवर्धमानाभिध मात्मरूप-
मह स्तुते गोंचरमानयामि ॥ १ ॥
स्तुतावशक्ति स्तव योगिना न किं
गुणानुरागस्तु ममापि निश्चल ।
इद विनिश्चित्य तव स्तव वदन्न
बालिशोऽप्येष जनोऽपराध्यति ॥ २ ॥

क्व सिद्धसेनस्तुतयो महार्था
अशिक्षितालापकला क्व चैषा ।
तथापि यूथाधिपतेः पथस्थ
स्खलद्गतिस्तस्य शिशुर्न शोच्य ॥ ३ ॥
जिनेन्द्र यानेव विबाधसे स्म
दुरन्त दोषान्विविधै रुपायैः ।
त एव चित्रं त्वदसूययेव
कृता कृतार्था परतीर्थनाथैः ॥ ४ ॥
यथास्थितं वस्तु दिशन्नधीश
न तादृशं कौशलमाश्रितोऽस्मि ।
तुरगशृङ्गाण्युपपादयद्भ्यो
नमः परेभ्यो नव पण्डितेभ्यः ॥ ५ ॥

મધ્યાત્મજ્ઞાની પુરૂષોને પણ જે અગમ્ય છે, બૃહસ્પતિ જેવા સમર્થ વિદ્વાનો વડે પણ અવાચ્ય છે અને છદ્મસ્થ નરોને પરોક્ષ છે એવા શ્રી વર્ધમાન નામના ચરમ તીર્થંકર મહારાજની હું સ્તુતિ કરૂં છું ૧

હે પ્રભો ! તારી સ્તુતિ કરવાને તો યોગી પુરૂષો પણ અશકત છે તેમ છતા કેવલ ભક્તિભાવથી પ્રેરાયેલા તે તારી સ્તુતિ કરે છે–કરી શકે છે, તેવી રીતે ગુણાનુરાગ યા ભક્તિભાવ

તો મારે પણ દૃઢ નિશ્ચય [redacted] એમ નમજીને તારી સ્તુતિ કરતો હુ મૂખ છતો કઇ ભૂલ કરતો નથી અર્થાત્ ભક્તિભાવથી પ્રેરાયેલો હુ આપની સ્તુતિ કરવી ઠીકજ માનુ છુ ૨

શ્રી સિદ્ધસેન સૂરિ જેવા સમર્થ વિદ્વાને કરેલી ગભીર અર્થવાળી સ્તુતિ ક્યા? અને જેને બોલતા પણ પૂરૂ આવડતું નથી એવા મારા જેવા મુખે બનાવેલી સ્તુતિ ક્યા? બને મા અતર તો સ્વભાવિક રીતે ઘણુ મોટુ જ [redacted] તોપણ હસ્તી રાજના પગલે ચાલનારૂ તેનુ બચ્ચુ માર્ગમા કવચિત્ કિંચિત્ સ્ખલાયમાન થાય તે કઈ શોચ કરવા યોગ્ય નથી ૩

હે જિનેશ્વર ! તપ સયમાદિક વિવિધ ઉપાયો વડે જે રાગ દ્વેષાદિક દુષ્ટ દોષોનો આપે ક્ષય કર્યો છે તે દોષોનોજ અન્ય લૌકિક દેવોએ આપની ઇર્ષાથીજ હોય નહિ ! તેમ સ્વીકાર કર્યો છે તે આશ્ચર્યકારક વાત છે ૪

હે નાથ ! યથાસ્થિત વસ્તુ સ્વરૂપને કથન કરતા આપ અસમજસભાષી એવા આધુનિક પડિતો જેવી કુશળતા બતાવતા નથી સસલાને પણ શીગડા લાવનાર એવા અન્ય મતાતરિય નવીન પડિતોને નમસ્કાર ! ૫

जगत्यनुध्यान-बलेन शश्वत्
कृतार्थयत्सु प्रसभ भवत्सु ।
किमाश्रितोऽन्यै शरण त्वदन्य
स्वमासदानेन वृथा कृपालु ॥ ६ ॥

स्वयं कुमार्गं लपता नु नाम
प्रलम्भमन्यानपि लम्भयन्ति ।
सुमार्गगं तद्विदमादिशन्त
मसूयया‍न्धा अवमन्वते च ॥ ७ ॥
प्रादेशिकेभ्यः परशासनेभ्यः
पराजयो यत्तव शासनस्य ।
खद्योतपोतद्युति-डम्बरेभ्यो
विडम्बनेयं हरिमण्डलस्य ॥ ८ ॥
शरण्य-पुण्ये तव शासनेऽपि
संदेग्धि यो विप्रतिपद्यते वा ।
स्वादौ स तथ्ये स्वहिते च पथ्ये
संदेग्धि वा विप्रतिपद्यते वा ॥ ९ ॥
हिंसाद्यसत्कर्म-पथोपदेशा-
दसर्वविन्मूलतया प्रवृत्तेः ।
नृशंस-दुर्बुद्धि परिग्रहाच्च
ब्रूमस्त्वदन्यागममप्रमाणम् ॥ १० ॥

હે શરણ્ય! જગતમાં સદ્ધર્મ દેખાવના બળથી આપ
શ્રી અત્યંત અનુગ્રહ કરતા છતા અન્ય જનોએ સ્વમાસ દેવા

ઇચ્છા બતાવનારા બુદ્ધદેવનો કેમ આશ્રય કર્યો આ વાત જગ તમા ભારે ભ્રમ પેદા કરનાર નથી ? છેજ કિંતુ બારીકીથી બુદ્ધ દેવનુ ચરિત્ર જોતા તથા તદનુયાયી જનોનુ વર્તન નીહાળતા સમ રૂપીના મનનુ સહજ સમાધાન થઈ શકે છે કે કૃપાનો ડોળ રચીને લોકોને ભ્રમજાળમાજ નાખીને તેવું સ્વમતનો વિસ્તાર કરવા પ્રયત્ન કર્યો છે ૬

ગુણ દ્વેષી-ઈર્ષાળુ લોકો કુમાર્ગને લહી પોતે તો ડુબે છે જ, પરંતુ અન્ય જનોને પણ કુમાર્ગમા પ્રવર્તાવી ભવસાયરમા ડુબાવે છે વળી પ્રબળ મોહ-મિથ્યાત્વના યોગે અંધ બનીને સન્માર્ગગામીની—સન્માગના જાણની અને સન્માગ બતા વનારની અવગણના-હેલના કરે છે ૭

જેમ ખજુઆની કાંતિથી સૂર્યમંડળનો પરાભવ થયો અ શક્ય છે તેમ એકાંતવાદી એવા અન્ય દર્શનો પણ હે પ્રભો ! તારા શાસનનો પરાભવ કદાપિ કરી શકેજ નહિ તારૂ અને કાંત શાસન સદા વિજયવંત છે ૮

સદા શરણ કરવા લાયક અને પવિત્ર એવા આપના શા સનમા જે મુગ્ધ આત્મા સંશય ધરે છે અથવા અશ્રદ્ધા કરે છે તે હતભાગ્ય સ્વાદિષ્ટ સત્ય અને સ્વહિતકારી પથ્ય ભોજનમા સંશય અથવા અશ્રદ્ધા કરવા જેવુજ કરે છે તેવા મંદભાગ્ય જનો કદાપિ આત્મોન્નતિ સાધી શકતાજ નથી ૮

હિંસાદિક અસત્ કર્મકાંડ બતાવવાથી, અનાપ્ત અસર્વજ્ઞ જનોએ પ્રવર્તાવ્યાથી, અને નિર્દય એવા દુર્બુદ્ધિ જનોએજ

સ્વીકારવાથી અન્ય કપોલકલ્પિત આગમો અપ્રમાણ છે, એથી
ખરી આત્મોન્નતિ સાધી શકાતી જ નથી ૧૦

हितोपदेशात् सकलज्ञक्लृप्ते-
र्मुमुक्षु-सत्साधुपरिग्रहाच्च ।
पूर्वापरार्थेऽप्यविरोधसिद्धे-
स्त्वदागमा एव सतां प्रमाणम् ॥ ११ ॥
क्षिप्येत वान्यैः सदृशी क्रियेत वा
तवाङ्घ्रिपीठे लुठनं सुरेशितुः ।
इदं यथावस्थित-वस्तु-देशनं,
परैः कथंकारमपाकरिष्यते ॥ १२ ॥
तदु खमाकाल खलायितं वा
पचेलिमं कर्म तवानुकूलम् ।
उपेक्षते यत्तव शासनार्थ-
मयं जनो विप्रतिपद्यते वा ॥ १३ ॥
परः सहस्राः शरदस्तपांसि
युगान्तरं योग-मुपासतां वा ।
तथापि ते मार्गमनापतन्तो
न मोक्ष्यमाणा अपि यान्ति मोक्षम् ॥ १४

अनाप्त–जाड्यादि–विनिर्मितित्व–
सम्भावना–सम्भविविप्रलम्भाः ।
परोपदेशाः परमाप्तक्लृप्त–
पथोपदेशे किमु संरभन्ते ॥ १५ ॥

* હિતોપદેશ હોવાથી, સર્વજ્ઞકથિત હોવાથી, પૂર્વાપર વિરોધરહિત હોવાથી અને મુમુક્ષુ એવા સુસાધુ જનોએ અંગીકાર કરેલ હોવાથી આપના કથેલા આગમો જ પ્રમાણભૂત છે ૧૧

હે સ્વામિન્ ! દેવેન્દ્રો આપના ચરણકમળમા આવી લુઠન કરે છે તે વાતને અન્ય મતાંતરીયો માન્ય ન કરો અથવા પોતાને વિષે પણ માનો પરંતુ આપ જે યથાસ્થિત વસ્તુનું નિરૂપણ કરો છો તે તો કોઈ રીતે ઈનકાર કરી શકાય એમ નથી ૧૨

હે વિશ્વનાયક ! આ લોકો જે આપના એકાંત હિતકારી શાસનની ઉપેક્ષા અથવા અશ્રદ્ધા કરે છે તે યાતો દુષમા કાલનું કર્તવ્ય છે અથવા તો જીવોના કર્મની બહુલતાનું કારણ છે તેમા શાસનનો દોષ તો બિલકુલ નથી જ ૧૩

હે પ્રભો ! આપના પવિત્ર શાસનને નહિં પ્રાપ્ત થયેલા લોકો ચ્હાયતો સેંકડો વર્ષ પર્યંત તપ કરો ! યાતો યુગાંતર સુધી યોગની ઉપાસના કરો ! તો પણ મોક્ષને પ્રાપ્ત થઇ શકવાના નહિં ચ્હાયતો તે પોતાને મુક્ત થતા માનો તોપણ વસ્તુત સર્વજ્ઞ શાસનવિના તે મુક્ત થઇ શકવાના નહિં ૧૪

અપ્રમાણિક જનોની જડબુદ્ધિથી રચાયેલ હોવાથી વિપ્ર

સારણુ (વચન ક્રિયા) યુક્ત જે પરમતના ઉપદેશ છે તે સર્વજ્ઞ-ભાષિત સદ્દુપદેશ ઉપર શી રીતે ફાવી શકે? જૈન મત ઉપર કરેલા અન્ય મતોના સર્વ આક્ષેપો બિલકુલ પાયા વિનાના હોવાથી કેવળ નિષ્ફળ છે ૧૫

यदार्जवा-दुक्त-मयुक्त-मन्ये-
स्तदन्यथाकार-मकारि शिष्यै ।
न विप्लवोऽयं तव शासनेऽभू-
दहो अधृष्या तव शासनश्री ॥ १६ ॥
देहाद्ययोगेन सदाशिवत्व
शरीरयोगा दुपदेशकर्म ।
परस्परस्पर्धि कथं घटेत्
परोपक्लृप्तेष्वधिदैवतेषु ॥ १७ ॥
प्रागेव देवान्तर-संश्रितानि
रागादि-रूपाण्यवमान्तराणि ।
न मोहजन्या करुणापीश
समाधि-मास्थाय युगाश्रितोऽसि । ॥१८॥
जगन्ति भिन्दन्तु सृजन्तु वा पुन-
र्यथातथा वा पतय प्रवादिनाम्

त्वदेकनिष्ठे भगवान् ! भवक्षय
क्षमोपदेशे तु परं तपस्विनः ॥ १९ ॥
वपुश्च पर्यङ्कशयं श्लथं च
दृशौ च नासा नियते स्थिरे च ।
न शिक्षितेयं परतीर्थनाथै-
र्जिनेंद्र ! मुद्रापि तवान्यदास्ताम् ॥ २० ॥

અન્યમતોના આદિ કર્તાઓએ ભોળેભાવે જે અયુક્ત આચર્યું તે તેમના અનુયાયી શિષ્યોએ બહુધા ફેરવી નાખ્યું, આવો અર્થ વિપ્લવ તારા શાસનમાં થવા પામ્યો નથી તેથી આપના શાસનની શોભા જેવીને તેવી ટકી રહી છે, એજ એક અપૂર્વ હર્ષની વાત છે ૧૬

દેહ આદિક ઉપાધિ સંબંધના અભાવથી સદાશિવપણું અને શરીરના યોગથી જ ઉપદેશ ક્રિયા સંભવે છે, છતાં અન્ય મતના અભિમત દેવોમાં એ પરસ્પર વિરોધી વાત શી રીતે ઘટી શકે? અર્થાત્ રાગદ્વેષાદિક સંબંધથી મહાશિવપણું ઘટે નહિ, અને દેહના સંબંધ વિના ઉપદેશ ક્રિયા કરવી ઘટે નહિ જૈનશાસન મુજબ તો ઉભય વાત ઘટે છે ૧૭

હે ઈશ! શુક્લ ધ્યાનરૂપ સમાધિને અવલંબી આપ મોહ જન્ય કરૂણાને કદાચિત્ પણ આદરતા નથી, તેથી જ રાગાદિક પ્રબળ દોષોએ પ્રથમથી જ અન્ય દેવોનો આશ્રય કર્યો છે, એમ માનું છું આપની તરફથી આશ્રય મળવાની સર્વથા આશા નહિ

હોવાથી જ ઉક્ત દોષોએ અન્ય દેવોનો વિચારીનેજ આશ્રય કર્યો છે એમ હુ અનુમાન કરૂ છુ કેમકે આપ જ્યારે ઉક્ત દોષોના ક્ષય કરનાર તરીકે પ્રસિદ્ધ છો ત્યારે હરિહર બ્રહ્માદિક અન્ય દેવો તેજ દોષોને પ્રગટપણે સ્વીકારતા દેખાય છે એમ સમજીને જ માનુ છુ કે તેમણે તેમનો આશ્રય લીધો છે ૧૮

હરિહર બ્રહ્માદિક દેવો સર્વ જગતને મર્જે અથવા સહારો! તથાપિ હે ભગવન્ ! આપમા જ ઉપલબ્ધ થતા મોક્ષદાયી ઉપદેશ આગળ તો તે બાપડા કગાલ જેવાજ માલુમ પડે છે સર્વજ્ઞ ભગવાનના ઉપદેશ પાસે તેમનો ઉપદેશ બિલકુલ ફીક્કો ફૂક્ક માલમ પડે છે ૧૯

હે જિનેન્દ્ર ! પર્યંકાસન યુક્ત શિથિલ શરીર અને નાસિકાના અગ્રભાગઉપર રહેલા સ્થિર લોચન યુક્ત આપની મુદ્રા પણ અન્ય દેવોએ આદરી નથી તો બીજા ગુણોનુ તો કહેવુ જ શુ ! ૨૦

यदीयसम्यक्त्वबलात्प्रतीमो
भवादृशाना परमस्वभावम् ।
कुवासना–पाश–विनाशनाय
नमोऽस्तु तस्मै तव शासनाय ॥ २१ ॥
अपक्षपातेन परीक्षमाणा
द्वय द्वयस्या प्रतिम प्रतीम ।

यथास्थितार्थप्रथन तवैत-
दस्थान-निर्बन्धरस परेषाम् ॥ २२ ॥

अनाद्य-विद्योपनिपन्निषण्णै-
र्विश्रृङ्खलैश्चापल-माचरद्भि
अगूढलक्ष्योऽपि पराक्रिये यत्
त्वत्किंकर किं करवाणि देव ॥ २३ ॥

विमुक्तवैरव्यसनानुबन्धा
श्रयन्ति यां शाश्वत-वैरिणोऽपि ।
परैरगम्यां तव योगिनाथ !
तां देशना भूमि-मुपाश्रयेऽहम् ॥ २४ ॥

मदेन मानेन मनोभवेन
क्रोधेन लोभेन च समदेन ।
पराजितानां प्रसभ सुराणां
वृथैव साम्राज्यरुजा परेषाम् ॥ २५ ॥

હે જિનેશ ! આપની જેવા પવિત્ર પુરૂષોના શુદ્ધ સ્વભાવ ને જે શાસનના સમ્યકત્વના આલંબનથી અમે પ્રતીત કરીએ છીએ એવા મિથ્યાત્વનાશક જિનશાસનને અમારો નમસ્કાર થાઓ! ૨૧

પક્ષપાત રહિતપણે પરીક્ષા કરતા એમને બન્ને પક્ષની

એ વાત અપૂર્વ માલમ પડે છે તે એ છે કે આપનુ તો યથા સ્થિત વસ્તુસ્વરૂપ કથન અને અન્ય દર્શનીની અસ્થાને અયોગ્ય વસ્તુનો ઉલ્લેખ કરવાની ઉત્કંઠા, આવી વિલક્ષણ વાતથી ચકોર માણસને સત્યાસત્યનો નિર્ણય કરતા વિશેષ અગવડ પડતી નથી ૨૨

હે દેવ ! અનાદિ અવિદ્યાના રહસ્યમા નિપુણ સ્વચ્છંદ વર્તી એવા વાગાડમ્બરી જનોએ અમૂઢ લક્ષ્યવાળા આપનો પણ અનાદર કર્યો તો પછી મારૂ તો શુ ગજુ ! અર્થાત એવા મિ થ્યાત્વીને હુ શી રીતે સમજાવી શકુ ? ૨૩

હે યોગિનાથ ! સર્વ વૈર વિરોધને મુકી દઇને નિત્ય વૈરી પ્રાણિયો પણ જેનો આશ્રય કરે છે પણ મિથ્યામતિ જેનુ, સ્વરૂપ સમજી શકતો નથી, એવી આપની દેશના ભૂમિનો હુ આશ્રય કરૂ છુ ૨૪

હે પરમાત્મન્ ! મદ, માન, કામ, ક્રોધ, લોભ અને હર્ષ આદિક દોષોવડે અત્યંત પરાભવ પામેલા પરમતના દેવોની સા મ્રાજ્ય લક્ષ્મી વ્યર્થજ । સદ્ગુણો વિનાનો બાહ્યાડંબર કેવળ દુઃખદાયીજ । અથવા તો તે એક વા અનેક મહારોગની જેમ પરીણામે વિનાશકારક થાય છે ૨૫

स्वकण्ठपीठे कठिन कुठारं
परे किरन्त प्रलपन्तु किंचित् ।
मनीषिणा तु त्वयि वीतराग
न रागमात्रेण मनोऽनुरक्तम् ॥ २६ ॥

सुनिश्चितं मत्सरिणो जनस्य
न नाथ ! मुद्रा–मतिशेरते ते ।
माध्यस्थ्य–मास्थाय परीक्षका ये
मणौ च काचे च समानुबन्धा ॥ २७ ॥

इमां समक्ष प्रतिपक्षसाक्षिणा–
मुदारघोषा–मवघोषणां ब्रुवे ।
न वीतरागात्परमस्ति दैवत
न चाप्यनेकान्तमृते नयस्थिति ॥ २८ ॥

न श्रद्धयैव त्वयि पक्षपातो
न द्वेषमात्रादरुचि परेषु ।
यथावदाप्तत्व–परीक्षया तु
त्वामेव वीर ! प्रभुमाश्रिता स्म ॥ २९ ॥

तम स्पृशा–मप्रतिभासभाज
भवन्तमप्याशु विविन्दते या ।
महेम चन्द्रांशुदृशा–वदाता–
स्तास्तर्कपुण्या जगदीशवाच ॥ ३० ॥

પોતાનીજ ડોક ઉપર તીક્ષ્ણ કુઠાર ( કુહાડાને ) મારનાર
અન્ય મતવાળા ગમે તેમ લવો ! પરંતુ હે વીતરાગ ! તત્ત્વજ્ઞ

પુરૂષોનું મન આપના ચરણુમા કેવળ રાગમાત્રથી અનુરક્ત થયુ નથી, કિંતુ આપના અવિરોધિ વચનોની પ્રતીતિ થવાથીજ અનુરક્ત થયેલ છે ૨૬

હે નાથ ! જે પરીક્ષક લોકો મધ્યસ્થપણુ રાખીને મણી અને કાચમા સરખાપણુ માને છે તેઓ પણ અંતરમા મત્સર ભાવનેજ ભજવાવાળા છે એ વાત સિદ્ધાતરૂપ છે સદ્ગુણુ ગ્રાહી મધ્યસ્થ માણુસજ સાચા ખોટાને યથાર્થ પારખીને ખોટાને તજી ખરાને આદરી શકે છે ૨૭

સકળ પરવાદીની સમક્ષ નિર્ભયપણે અને નિ શકપણે આ અચળ સિદ્ધાત જાહેર કરૂ છુ કે " **શ્રી વીતરાગ ઉપરાત દુનીયામા કોઈદેવ નથી અને સ્યાદ્વાદ માર્ગ વિના બીજો કોઇ સત્ય માર્ગ નથી** " તેથી કોઇ પણ મોક્ષાર્થી જનોએ દેવમા વીતરાગ દેવનેજ અને ધર્મમા સ્યાદ્વાદ ધર્મનેજ સ્વીકારવો યુક્ત છે તે વિના તો અન્યત્ર અપાયેલા સ્વાર્થી ઉપદેશથી દેવગ ભ્રમમાજ ભૂલી સસાર અટવીમા સદા ભમવુજ પડશે ૨૮

હે સ્વામિન્ ! શ્રદ્ધામાત્રથી અર્થાત્ ગુણુદોષની યથાર્થ પરીક્ષા કર્યા વિના ખાલી રાગ માત્રથી યા અંધ શ્રદ્ધાથી અમને આપના વિષે પક્ષપાત નથી, તેમજ દ્વેષ માત્રથી અન્ય દેવોના વિષે અરૂચી નથી કિંતુ આપ્તપણાની પૂરતી તપાસ કરીનેજ હે વીર ! અમે તમારા શરણે આ યા છીએ આપ્તની પરીક્ષા અવિરોધી વચનથી, પવિત્ર ચરિત્રથી તેમજ તેમની નિર્દોષ મુદ્રા-પ્રતિમાથી થઈ શકે છે તે પ્રમાણે પરીક્ષા કરતા અમને આપનામા જ આપ્તપણાની પ્રતીતિ થયાથી અમે પરનો પરીહાર કરીને

નો-આપની સ્યાદ્વાદ મુદ્રાનો સર્વથા સ્વીકાર કર્યો છે. ૨૯

અજ્ઞાની જનોને જેનો પ્રતિભાસ થઇ શકતો નથી એવા આપ જેવડે શીઘ્ર પ્રતિભાસિત થઈ શકો છો, એવી નય ગર્ભિત અને નિર્મળ દૃષ્ટિ (સમકિતવંત) મા સ્ફુરેલી જૈન વાણીને અમે અતિ આદરપૂર્વક સ્તવીયે છીએ ૩૦

यत्र तत्र समये यथा तथा
योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुष स चेद्भवा-
नेक एव भगवन्नमोऽस्तु ते ॥ ३१ ॥

इदं श्रद्धामात्र तदथ परनिन्दा मृदुधियो,
विगाहन्ता हन्त प्रकृति-परवाद-व्यसनिन ,
अरक्त-द्विष्टाना जिनवर! परीक्षा-क्षमधिया-
मय तत्त्वालोक स्तुतिमय-मुपाधि विधृतवान् ॥३२॥

इति श्रीहेमचन्द्रसूरिविरचितमयोगव्यवच्छेदिकाद्वा
त्रिंशिकाख्य श्रीमहावीरस्वामिस्तोत्रम्

ગમે તે મતમા ગમે તે પ્રકારવડે ગમે તે નામથી રાગદ્વેષ મોહાદિક દોષ-કલુષતા રહિત જે આપ છો તેજ એ છે તો સહજ સિદ્ધ થાય છે કે એવા નિર્દોષ પ્રભુ આપ એકજ છો, તેથી આ પને નમસ્કાર ! અમારે કેવળ નામથી કામ નથી જેમના સમસ્ત

દોષો દૂર થયાથી સ્ફટિક જેવા નિર્મળ ગુણો જેમા પ્રગટ્યા હોય એવા શુદ્ધ અવિનાશી પરમાત્માને અમારો વારવાર નમસ્કાર ! ૩૧,

કોમળ બુદ્ધિ–ભદ્રક પરિણામી જૈનો તો આ સ્તોત્રને શ્રદ્ધા માત્રથી માનો ! અને સ્વભાવેજ પરનિદા રસિક જનો આ સ્તોત્રને પરનિદા રૂપ માનો ! કેમકે નિદક જનોને નિદા કરવાનોજ હાળ પડ્યો હોય [illegible] તેથી તે દુધમા પણ પોરા જોવે છે, પરતુ હે પ્રભો ! પરીક્ષા કરવાને સમર્થ એવા નિષ્પક્ષપાતી પુરૂષોને તો આ તત્ત્વ પ્રકાશક સ્તોત્ર સ્તુતિમય ધર્મ વિચારણાનેજ જાગૃત કરનાર છે તથાસ્તુ ! ! ! ૩૨




पक्षपातो न मे वीरे, न द्वेषो कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यं परिग्रह ॥

श्री हरिभद्रसूरि



# સમકિતના ૬૭ બોલનું સ્વરુપ ( સવિસ્તર સુગમ વ્યાખ્યા સહિત )

## પ્રસ્તાવના

સુકૃતરૂપી વેલડીને નવ પલ્લવ કરવાને મેઘની ઘટા જેવી સરસ્વતી દેવીનુ મનમા સ્મરણ કરીને સમકિતના સડસઠ બો લની મધુરી વાત કહેશુ

સમકિત રત્નના દાતા એવા ગુરૂ મહારાજનો એવડો મોટો ઉપગાર કહ્યો છે કે ક્રોડો જન્મ સુધી ગમે તેટલી સેવા કરતા છતા તેમનો બદલો વળી શકતો નથી તેમજ સમકિત રત્ન પામ્યા વિનાની ધર્મ કરણી મોક્ષરૂપ મહાફળને આપી શકતી નથી, એટલા માટે શાસ્ત્રમા સમકિતની મુખ્યતા બતાવેલી છે સમકિત રત્નને રોકનાર મોહનીય કર્મનો ક્ષય કરવાથી જે નિ ર્મળ ગુણ સ્થાન પ્રગટે છે તેને જ્ઞાની પુરૂષો નિશ્ચય સમકિત કહીને બોલાવે છે તે સમકિત રત્નની ઓળખાણ માટે નીચે મુજબ ૬૭ બોલ કહ્યા છે

| | |
|---|---|
| ૪ સદહણા | ૫ ભૂષણ |
| ૩ લિંગ | ૫ લક્ષણ |
| ૧૦વિધ વિનય | ૬ જયણા |
| ૩ શુદ્ધિ | ૬ આગાર |
| ૫ દૂષણ | ૬ ભાવના |
| ૮ પ્રભાવક | ૬ સ્થાનક |

આ ઉપર નામ માત્રથી બતાવેલા ૬૭ બોલનુ સારી રીતે સ્વરૂપ જાણી વિચારી વિવેકથી વર્તતા ભવનો પાર પમાય છે એટલે ભવભ્રમણ મટી જાય છે એમ સમજી આત્માર્થી જ નોએ તેમા વિશેષે આદર કરવો યુક્ત છે

## ૪ પ્રકારની સદ્દહણા.

૧ તત્ત્વ વિચાર ૨ ગુરૂ પરીક્ષા પૂર્વક સુગુરૂસેવા ૩ કુગુ રૂનો ત્યાગ, ૪ મિથ્યાત્વીના સગથી દૂર રહેવુ

**વિવેચન**—૧, જૈન શાસ્ત્રોમા જીવ, અજીવ, પુણ્ય પાપ વિગેરે પદાર્થોનુ જે વ્યાખ્યાન કર્યું છે તેનો ભાવાર્થ સારી રીતે ગ્રહણ કરી તત્ત્વનો નિશ્ચય કરવો એ પ્રથમ સદ્દહ ણા જાણવી જેમકે ચેતના લક્ષણવાળા જીવ છે તેથી વિપરીત લક્ષણવાળા અજીવ છે ઈત્યાદિક ૨ આત્માથી મુનિના ગુણો ની ઝવેરીની પેરે પરીક્ષા કરી તેમને આદરવા તે બીજી સદ્ હણા જાણવી જેમકે ખરા આત્માર્થી મુનિ સમતા રસમા ઝીલતા હોય અને વીતરાગ ભગવાને ભાખેલો શુદ્ધ માર્ગજ ભવ્ય જીવોને બતાવતા હોય, એવા શુદ્ધ મુનિની સેવા અમૃતની જેવી મીઠી (સરસ) માનીને કરવી જોઇએ, જેથી જીવના જન્મ મરણનો અત થઇ શકે ૩ એક વખત વીતરાગ ભગવાનના મા ર્ગને આદરી તેવા કલ્યાણકારી માર્ગને સુખશીલતાની ખાતર તજી દીધો હોય એવા કમનશીબ સાધુને ઓળખી દૂર તજવા, એ ત્રીજી સદ્દહણા સમજવી જેમકે નિન્હવ તે ભગવાનના માર્ગને લોપી આપમતે ચાલનાર છે તેનો, તેમજ યથાચ્છદી, (મોજમા આવે તેમ ચાલનારા ) પાસથ્થા, ( છતી જોગવાઇએ તેનો લાભ

નહિ લેનારા ) કુશીળીયા, (જ્ઞાનાદિકનો ગેર ઉપયોગ કરનારા) વેશવિડંબક, (વેશને લજવનારા ) મંદા, ( મંદ પરિણામવાળા, શિથિલાચારી ) અને જેને કંઈ પણ તત્ત્વજ્ઞાન જ નથી એવા અજ્ઞાની સાધુનો સંગ સર્વથા તજવો, એમ આમાં આગ્રહ કરેલો છે, જેથી જીવો અવળે રસ્તે દોરાઈ જતા બચી શકે છે સમ દૃષ્ટિ સાધુથી જ સ્વપર હિત થઈ શકે છે ૪ ' અહિંસાદિક ' ઉત્તમ માર્ગને ઉત્તમ રીતે ન્યાય આપનાર વિશ્વવત્સલ શ્રી વીતરાગ ભગવાનના માર્ગથી જાણી જોઈને વિરૂદ્ધ વર્તનારા દ્વેષી મચ્છરી લોકોની સોબત સર્વથા વર્જવી, એ ચોથી સદ્દહણા કહી છે કેમકે હલકી બુદ્ધિવાળા પાખંડી લોકોનો સંગ કરવાથી પોતાના છતા ગુણ પણ નષ્ટ થઈ જાય છે અને ઉલટો દોષનો જ વધારો થાય છે, ગંગાનદીનું મીઠું અને નિર્મળ જળ પણ ખારા દરિયામાં ભળવાથી પોતાની સ્વાભાવિક મીઠાશ અને નિર્મળતાને તજી ખારૂં અને ગંદુ થઈ જાય છે એમ સમજીને શાણા વિવેકી જનોએ હીણાચારી માયાવી અને મચ્છરી એવા મૂર્ખજનોનો સંગ કદાપિ કરવો નહિ, પરંતુ ગંગાજળની જેવા સ્વચ્છ હૃદયવાળા સમદૃષ્ટિ સજ્જનોનો જ સદા સંગ કરવો

## ૪ સદ્દહણાનો સાર

૧ જિનેશ્વર ભગવાને કહેલા નવતત્ત્વોનો ષડ્દ્રવ્યોનો, સાત નયોનો, ચારનિક્ષેપાનો, સપ્તભંગીનો તથા પ્રત્યક્ષાદિ પ્રમાણનો પરમાર્થ જાણવો ૨ ઝવેરીની પેરે ગુરૂના ગુણરૂપ રત્નોની સારી રીતે પરીક્ષા કરી સદ્ગુણી ગુરૂનેજ આદરવા ૩ હીણાચારી સાધુઓની સોબત - તજી દેવી ૪ મિથ્યામતિ સાથે પરિચય રાખવો નહિ

## (સમકિતના) ત્રણ લિંગ અથવા નિશાની (ધારવા લાયક)

૧ ધર્મશાસ્ત્ર સાભળવા ની અતિ ઉત્કંઠા
૨ શુદ્ધધર્મનો આદર કરવાની ઘણી રૂચી
૩ સુદેવ તથા સુગુરૂ ની પ્રમાદરહિત સેવા ભક્તિ

વિવેચન—૧ જેમ કોઈ તરૂણ વયનો સુખી અને સ્ત્રી સયુક્ત ચતુર પુરૂષ એકતારથી દિવ્ય ગાયન સાભળવામા આસક્ત થઇ જાય તેમ તેથી પણ અધિક પ્રેમ પૂર્વક ધર્મશાસ્ત્ર સાભળવા ઇચ્છા વર્તે તે સમક્તિનુ પહેલુ લિંગ સમજવુ ૨ (જેમ) કોઇ ભૂખ્યો બ્રાહ્મણ અટવી ઉતરીને આવ્યો હોય તે વખતે તેને મગતુ મનોહર એવુ ઘેબરનુ ભોજન જેવુ ભાવે તેથી પણ અધિક રૂચીથી ધર્મને સેવવા ઇચ્છે તે બીજુ લિંગ જાણવુ ૩ વિદ્યા કે મંત્રને સાધવાવાળો જેવી સાવધાનતાથી સાધના કરવા તત્પર રહે છે તેવી સાવધાનતાથી આળસ રહિત સુદેવ ગુરૂની ભક્તિ કરવા તત્પર રહે તે ત્રીજુ લિંગ સમજવુ

### સાર

૧ દિવ્ય ગાયન સાભળવા કરતા પણ અધિકરસથી ધર્મશાસ્ત્ર સાભળવા ઇચ્છા રાખવી ૨ દિવ્ય ભોજન કરતા અધિક રૂચિથી ધર્મ સેવન કરવા અભિલાષા રાખવી ૩ સર્વ પ્રમાદ રહિત સુદેવ ગુરૂની ભક્તિ કરવા સદા તત્પર રહેવુ

### દશ પ્રકારનો વિનય

૧ અરિહંત ભગવાનનો વિનય કરવો
૨ સિદ્ધ ભગવાનનો વિનય કરવો

૩ જીનેશ્વર ભગવાનની પ્રતિમાનો વિનય કરવો
૪ સૂત્ર સિદ્ધાંતનો વિનય કરવો
૫ ક્ષમાદિક દશ પ્રકારના સાધુધર્મનો વિનય કરવો
૬ ક્ષમાદિક ધર્મના ધારક મુનિરાજનો વિનય કરવો
૭ શુદ્ધ આચારવાન આચાર્ય મહારાજનો વિનય કરવો
૮ શિષ્યોને પઢાવનાર પાઠક ઉપાધ્યાયનો વિનય કરવો
૯ શ્રી સંઘ (જીનેશ્વર ભગવાનની આજ્ઞામાં વર્તનાર) નો વિનય કરવો
૧૦ સમકિત અથવા સમકિતવાનનો વિનય કરવો

**વિવેચન**–૧ ચોત્રીશ અતિશય યુક્ત અને વાણીના પાંત્રીસ ગુણોથી બિરાજમાન બાર ગુણે કરી સહિત એવા તીર્થંકર ભગવાનનો વિનય કરવો ૨ સકળ કર્મનો ક્ષય કરનાર મહજ આઠ ગુણથી યુક્ત એવા સિદ્ધ ભગવાનનો વિનય કરવો ૩ ૫-રમશાંત રસમય અને પરમ શાંતિદાયી શ્રી જિનેશ્વર ભગવાનની પડિમાનો વિનય કરવો ૪ ૧૧ અંગ અને ૧૨ ઉપાંગ વિગેરે સૂત્ર સિદ્ધાંતનો વિનય કરવો ૫ ક્ષમા, આર્જવ માદવ, મુક્તિ (નિર્લોભતા–નિસ્પૃહતા) તપ, સંયમ, સત્ય, શૌચ (અંતર શુદ્ધિ અથવા અસ્તેય) નિષ્પરિગ્રહતા અને બ્રહ્મચર્યરૂપ દશ પ્રકારના મુનિ માર્ગનો વિનય કરવો ૬ સાધુયોગ્ય મહાવ્રતાદિક ૨૭ ગુણે કરી બિરાજમાન સાધુનો વિનય કરવો, ૭ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચારમાં કુશળ અને ધર્મના નાયક એવા ૩૬ ગુણ યુક્ત આચાર્ય મહારાજનો વિનય કરવો ૮ પહાણને પલ્લવ આણવાની પેરે મૂર્ખ અવિનીત શિષ્યને પણ પંડિત અને સુવિનીત કરી શકે એવા ઉત્તમ ૨૫

શુધ્ધિ કરી સુકન ઉપાધ્યાય મહારાજનો વિનય કરવો ૯ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના સમુદાયરૂપ શ્રી સઘ જે તીર્થંકર ભગવાનની આજ્ઞામા અદૃઢ ચાલવાનો ખપી હોય તેનો વિનય કરવો ૧૦ ઉપશમ ક્ષયોપશમ કે ક્ષાયિક સમકિતનો અથવા એવા સમકિતી જીવોનો વિનય કરવો

ઉપર બતાવેલા ૧૦ નો વિનય કેવી રીતે કરવો જોઇએ?

૧ ભક્તિભાવવડે પ્રણામપૂર્વક સાધુને આપણી વસ્તુ આપવી

૨ હૃદય પ્રેમ બહુમાનપૂર્વક સત્કાર કરવો

૩ ગુણ સ્તુતિ સદ્ગુણોની તારીફ કરવી

૪ અવગુણ ઢાકવા નજીવા છતા અછતા દોષ તરફ દૃષ્ટિ દેવીજ નહિ

૫ આશાતના ટાળવી ગુરૂ પ્રત્યે તજવા યોગ્ય ૩૩ આશાતનાને કાળજી રાખીને તજવી ઉપર મુજબ વિવેકથી અરિહત આદિકનો અનુકૂળપણે વિનય કરનાર માણસો ઉચા અમૃત રસવડે ધર્મવૃક્ષનુ સિચન કરે છે

## ત્રણ શુદ્ધિ ( આદરવા યોગ્ય )

૧ મનશુદ્ધિ, ૨ વચનશુદ્ધિ, ૩ કાયશુદ્ધિ

વિવેચન—રાગદ્વેષાદિક સર્વ દોષ રહિત જિનેશ્વર અને તે મણે કહેલો ' ધર્મ ' જ જગતમા સારભૂત છે, બાકીનુ બધુ અસાર અને દુ ખદાયકજ છે એવી સુબુદ્ધિ જાગે તે પ્રથમ મ

નશુદ્ધિ જાણવી ૨ સર્વગુણમપન્ન શ્રી જીનેશ્વર ભગવાનની ભક્તિ કલ્પવેલ્લી કરતા પણ ચઢીયાતી છે કેમકે તે મોક્ષપર્યંત સુખ દેવાવાળી છે, એવી સમર્થ ભક્તિથી વધારે સુખદાયી દુનિયામા કોઇ ચીજ નથી તેથી પ્રભુભક્તિ વિશેષે આદરવા યોગ્ય છે, એવા પવિત્ર વચનના ઉદગાર વારવાર નીકળે તે બીજી વચનશુદ્ધિ કહેવાય છે ૩ પરમાર્હત શ્રી કુમારપાળ રાજાને કંટેશ્વરી દેવીએ કોપથી લોઢેટા ત્રીશુળની પરે છેદનભેદન સબધી અનેક પ્રકારની વેદનાને ખુશીથી સહન કરે પરતુ વીતરાગ ભગવાન વિના બીજા રાગીદ્વેષી દેવને પોતે નમસ્કાર કરે નહિ તેમજ તેમની ઉપાસના કરે નહિ તે ત્રીજી કાય શુદ્ધિ જાણવી

## સાર

૧ શુદ્ધદેવ અરિહત, શુદ્ધ ગુરૂ નિર્ગ્રંથ મુનિ, અને શુદ્ધ ધર્મ સવજ્ઞ વીતરાગભાષિતજ સારભૂત છે એવી દૃઢ આસ્થા તે પ્રથમ શુદ્ધિ

૨ ચિતામણીરત્નની જેમ ચિતિત સુખને દેનાર અરિહત આદિકની ભક્તિજ સારભૂત છે એવું અત કરણથી કહેવું તે બીજી શુદ્ધિ

૩ જિનેશ્વર ભગવાનને ભાવ ભાવથી કરેલો નમસ્કાર કોઇ પણ પ્રાણીનુ કલ્યાણ કરી શકે છે તેથી તેજ નમસ્કાર કરવા લાયક છે, રાગદ્વેષાદિક દોષથી ભરેલા બીજા સામાન્ય દેવો એ સ્વાર્થી જનોએ નમસ્કાર કરવા યોગ્યજ નથી, એવો નિયમ દૃઢ પાળે તે ત્રીજી શુદ્ધિ સમજવી

## 'ત્યાજ્ય દૂષણ' (ટાળવા યોગ્ય)

૧ શંકા ૨ કંખા, ૩ વિતિગિચ્છા ૪ મિથ્યામતિની પ્રશંસા અને ૫ સુ મિથ્યામતિનો પરિચય

**વિવેચન** ૧–જેમને દુનીયામા સહુ જીવોની ઉપર સમભાવ પ્રગટ્યા છે એવા જગતવત્સલ શ્રી જિનેશ્વર ભગવાને બતાવેલા શુદ્ધ ધર્મમા શંકા ન કરો ૨ અન્ય મતમા કષ્ટ મંત્ર ચમત્કારાદિક દેખી તેના મૂળ તત્ત્વની પરીક્ષા કર્યા વિના વિવેકરહિતપણે શુદ્ધ ધર્મને તજી અન્ય મતની વાંછના ન કરો, કલ્પવૃક્ષને તજી બાવળી એ બાથ ભરવા જેવુ વગર વિચાર્યું કામ કદાપિ કરવુ જ નહિ ૩ કલ્પવૃક્ષ સમાન અમૃત ફળને દેવાવાળા દાનશીલાદિક સમર્થ ધર્મનુ સેવન કરી, તેથી થવાના સ્વર્ગ મોક્ષાદિક ફળનો સંદેહ કદાપિ કરવો નહિ તેમજ ફળને માટે અધીરા પણ બની જવુ નહિ એમ સમજીને કે સર્વજ્ઞ ભગવાને કહેલા ધર્મની સર્વ કરણી સફળજ થાય છે ૪ મિથ્યાત્વીની પ્રગટપણે પ્રશંસા કરવાથી મિથ્યાત્વની પુષ્ટિ થવા પામે, એમ સમજી મિથ્યામતિના ગુણ વર્ણવવા નહિ બાકી તેનામા કોઇ સદ્ગુણો દેખીને મનમા તો રાજી થવુ જ ૫ મિથ્યાત્વદોષથી મલીન મનવાળા લોકોના પરિચયથી અને તેના દૂર રહેવા પ્રયત્ન કરવો એવી રીતે સર્વ દૂષણ ટાળીને શુભ મતિથી જેટલો બને તેટલો લાભ લેવા ઉજમાળ રહેવુ

### સાર

૧ શત્રુ અને ૨ કની ઉપર સમાન દૃષ્ટિવાળા જિનેશ્વર પ્રભુએ કથન કરેલા કલ્યાણકારી ધર્મમા શંકા કરવીજ નહિ ૨

તેવા પરમ પવિત્ર ધર્મને તજી અન્ય ધર્મની ઇચ્છા કરવીજ નહિ તેવી ઇચ્છા પણ અહિતમરીજ છે ૩ સર્વજ્ઞ કથિત શુદ્ધ ધર્મનું સેવન કરતા તેના ફળનો સદેહ કરવોજ નહિ, કેમકે શુદ્ધ શ્રદ્ધાવાનનેજ તે ફળે છે ૪ મિથ્યામતિના ગુણ ગાવા નહિ કેમકે તેના ગુણ ગાવાથી મિથ્યાત્વની વૃદ્ધિ થવા પામે છે ૫ મિથ્યામતિનો પરિચય ( સહવાસ ) તજી દેવો કેમકે તેનો પરિચય કરતા કવચિત્ આપણી શુભમતિને ધક્કો પહોચે છે

## આઠ પ્રકારે પ્રભાવકપણુ ( શાસનને દીપાવવાપણુ )

૧ વર્તમાન શાસ્ત્રમા પારગામીપણુ
૨ અમોઘ દેશના દેવાની શક્તિ
૩ સભા સમક્ષ વાદીને નિરૂત્તર કરવાની શક્તિ
૪ નિમિત્ત શાસ્ત્રમા યથાર્થ કુશળતા
૫ સમતા સહિત ઉગ્ર તપસ્યા કરવાની શક્તિ
૬ શાસ્ત્ર આમ્નાય સુક્ત મત્ર અને વિદ્યામા પ્રવીણતા
૭ યોગ સિદ્ધિથી સપન્ન
૮ ચમત્કાર સુક્ત કાવ્ય કરવાની અપૂર્વ કળા

વિવેચન ૧ વર્તમાન કાળમા જે જે શાસ્ત્ર સિદ્ધાત મળી શકતા હોય તેના રહસ્ય અર્થના પારગામી થવુ જેથી અનેક જનોના અજ્ઞાન અધકારનો નાશ થઇ શકે ૨ પુષ્કરાવર્ત મેઘની જેમ અમોઘ દેશના જળ વડે જગતને નવ પલ્લવ કરવાની અપૂર્વ શક્તિ નદિષેણ નામા મુનીની પેરે ૩ તર્ક શાસ્ત્રઆદિકમા નિપુણતા પ્રાપ્ત કરી લેવાથી સભા સમક્ષ પરવાદીને જીતી લેવાની અપૂર્વ

કળા તાર્કિક સિંહ મ લવાદીની પેરે ૪ નિમિત્તાદિક શાસ્ત્રમા નિપુણ હોઇ શાસનની પ્રભાવનાની ખાતર ભદ્રબાહુ સ્વામીની પેરે નિમિત્ત શાસ્ત્રના બળથી યથાર્થ ભવિષ્ય ભાખવાની અપૂર્વ કળા ૫ શ્રી જીનેશ્વર ભગવાનની પવિત્ર આજ્ઞા મુજબ સમતા પૂર્વક અપૂર્વ તપ કરવાની શક્તિ ૬ શ્રી વજ્ર સ્વામીની પેરે મંત્ર અને વિદ્યામા નિપુણ હોઇ પરોપકાર અર્થે જ તેનો પ્રયોગ કરનાર ■ શ્રી કાલિકાચાર્ય પ્રમુખની જેમ અનેક પ્રકારની યોગ સિદ્ધિથી સંપન્ન ૮ શ્રી સિદ્ધસેન દિવાકરની પેરે અપૂર્વ કાવ્ય કળામા કુશળ

'મતલબ'

૧ જેથી અનેક ભવ્ય જીવોને તત્વનો બોધ મળે એવા સ્યાદ્વાદ યુક્ત શાસ્ત્રોમા નિપુણતા

૨ કઠણ હૃદય વાળાની છાતી પણ પીગળી જાય એવી અસરકારક વૈરાગ્ય યુક્ત દેશના દેવાની કળા

૩ વિદ્યાથી ઉન્મત્ત થયેલા વાદીનો ગર્વ તોડવાની અપૂર્વ શક્તિ

૪ નિમિત્ત શાસ્ત્રના બળથી યથાર્થ ભવિષ્ય જાણવાની શકિત

૫ શાંત વૃત્તિથી જિન આજ્ઞા મુજબ અપૂર્વ તપ કરવાની શક્તિ

૬ ઉત્તમ પ્રકારના મંત્ર તથા વિદ્યામા કુશળતા

૭ અનેક પ્રકારના ચમત્કારિક યોગમા નિપુણતા

૮ કાવ્ય કળામા અપૂર્વ કુશળતા

છેવટ વિધિ પૂર્વક તીર્થયાત્રા પૂજાદિક કરણીવડે પણ ધર્મની બનતી પ્રભાવના કરવી યોગ્ય છે

## પાચ ભૂષણ

૧ધર્મ ક્રિયામા કુશળતા, ૨ તીર્થ સેવામાં રસિકતા, ૩ દેવગુરૂની ભક્તિમા શુભનિષ્ઠા, ૪ ધર્મ કાર્યમા અડગ શ્રદ્ધા, ૫ શ્રી જિનશાસનની અનુમોદના થાય એવી પ્રભાવના

વિવેચન ૧ શુદ્ધ દેવ ગુરૂને વદન કરવાની તથા તેમની સમીપે વ્રત નિયમ કરવાના વિધિમા સુનિપુણપણુ, ૨ શત્રુજય, ગિરિનાર, આબુ, અષ્ટાપદ અને સમેતશિખર પ્રમુખ સ્થાવર તીર્થ અને ગીતાર્થ સાધુ પ્રમુખ જગમ તીર્થની સેવા કરવાની અભિલાષા બની રહે ૩ શુદ્ધદેવ ગુરૂની ભક્તિ એકમના થઈ કરે ૪ દેવ દાનવ પ્રમુખ વડે પણ ધર્મથી ચળાયમાન થાય નહિ, એવો ધર્મમા અડગ પ્રેમ અથવા વિશ્વાસ બેઠો હોય કે જેથી પોતાના શુદ્ધ નિશ્ચયથી ડગે નહિ

૫ જેથી સ્વદર્શની તેમજ અન્ય દર્શની લોકો જિન શાસન અને તેની નિર્મળ કરણીની અનુમોદના કરે એવી જ્ઞાન, દર્શન ચારિત્રની પ્રભાવના કરે

## ( મતલબ )

૧ ચૈત્યવદન, ગુરૂવદન તથા વ્રત પચ્ચખાણ સબધી વિધિ વિધાનમા કુશળતા

૨ તીર્થયાત્રા, દર્શન, પૂજન, સેવનમા અભિરૂચિ.

૩ શુદ્ધ દેવ ગુરૂની ભક્તિ સેવામા સદા તત્પરતા

૪ ધર્મ અભ્યાસમા એવી અડગ શ્રદ્ધા, જેથી ગમે તેવા સયોગમા પણ સ્વધર્મથી ચલાયમાન થવા પામે નહિ

૫ જેથી અનેક જનો જિનશાસનની અનુમોદના કરે એવી સમય અનુસરતી પ્રભાવના

## પાચલક્ષણ

૧ શમ ૨ સવેગ ૩ નિર્વેદ ૪ અનુકપા, ૫ આસ્તિકતા

વિવેચન–૧ અપરાધી જન ઉપર પણ તેનુ અનિષ્ટ કરવાની બુદ્ધિ થાય નહિ એવી અતરમા ક્ષમા અપરાધીને પણ ગમે તેવી રીતે સુધારવાની બુદ્ધિ થાય એવી સમતા, ક્રોધાદિક કષાયથી સ્વપરનુ બગાડે નહિ તે પહેલુ લક્ષણ

૨ દેવ મનુષ્ય સબધી સુખને દુખરૂપ સમજે અને મોક્ષ સબધી અક્ષય સુખનેજ ખરૂ સુખ સમજે એ બીજુ લક્ષણ

૩ આ સસાર બધનને એક કારાગ્રહ અથવા નરક તુલ્ય લેખી જેમ બને તેમ તેથી મુક્ત થવાને ઇચ્છે તે ત્રીજુ લક્ષણ

૪ દીન અનાથ જનોને યથાશક્તિ દ્રવ્યસહાય આપે અને ધર્મહીન જનોને ધર્મશીલ બનાવવા બનતી કોશીશ કરે તે ચોથુ લક્ષણ

૫ સમસ્ત દોષ રહિત, સર્વજ્ઞ, સર્વદર્શી શ્રીજિનેશ્વર ભગવાને જે જે ભાવ ભાખ્યા છે તે સર્વે સત્ય અવિતથજ છે એવી જે અચળ શ્રદ્ધા તે આસ્તિકતા નામનુ પાચમુ લક્ષણ છે

## સાર.

૧ દ્વેષ, મચ્છર, કે ઈર્ષાબુદ્ધિ રાખી અપરાધી કે નિર પરાધીનુ બુરૂ કરવાની ઇચ્છા પણ અંતરમા નહિ રાખવી ૨ દુનીયાનુ દૃશ્ય સુખ કલ્પિતપ્રાય છે અને સાચુ સુખ તો મોક્ષનુજ છે એમ સમજી ખોટા કલ્પિત સુખમા રાચવું માચવું નહિ ૩ સસાર બધનથી છૂટી મોક્ષસુખ પામવાની ખરી ચાહના કરવી ૪ દુખી જનોનુ દુખ કાપવા અને સુખ પમાડવા બનતો પ્રયત્ન કરવો ૫ સર્વજ્ઞ વીતરાગ પરમાત્માના નિષ્પક્ષપાતી સવ વચનો સાચાજ છે અને તે આત્માર્થી જનોએ અવશ્ય આદર કરવા લાયકજ છે

### છપ્રકારે યતના

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | પર તીર્થિક ( અન્ય દર્શની દેવગુરૂ | | વિગેરેને વદન | [illegible] |
| ૨ | ,, | | નમસ્કાર | |
| ૩ | ,, ( પાત્ર બુદ્ધિથી) | | દાન | |
| ૪ | ,, | ,, | વાર વાર દાન | |
| ૫ | ,, | ,, | આલાપ | |
| ૬ | ,, | ,, | સલાપ | |

વિવેચન—અન્યલિંગી મિથ્યામતિ ગુરૂને તથા રાગદ્વેષાદિકથી ભરેલા અન્યમતી દેવોને તરણ તારણ તરિકે સ્વીકારી શકાય નહિ તેમજ જે જિન પડિમા તેમણે પોતાના કબજામાજ રાખી હોય અથવા તેને કોઈ ભિન્ન નામથી પૂજતા હોય તો તેની સમક્ષ વદન નમસ્કારાદિ કરવા કલ્પે નહિ તે બતાવે છે—

૧ બે હાથ જોડીને સ્તુતિ વિગેરે કરવી તે વદન.

૨ મસ્તક નમાડી નમ્રતા બતાવવી તે નમસ્કાર

૩ ઇચ્છિત અન્નપાન પુષ્પમાલ્ય, વસ્ત્ર, પાત્રાદિક ભક્તિથી દેવા તે દાન

( અહી કુપાત્રમા પાત્ર બુદ્ધિથી દેવામા આવે તે દોષ )

૪ તેવુ દાન અનેકવાર ભક્તિથી દેવામા આવે તે અનુપ્રદાન

૫ અણ બોલાવે જે એકાદિવાર બોલવુ તે આલાપ

૬ એવો આલાપ વારવાર કરવો તે સલાપ સમજવો

ઉપર બતાવેલી યતનાથી સમકિત શોભે છે, તેમજ વ્યવહારની શુદ્ધિ થાય છે પ્રથમ પણ મિથ્યામતિ સાથે પરિચય નહિ રાખવા ફરમાવ્યુજ છે તે બાબતનોજ આમા સવિસ્તર ખુલાસો કરવામા આવ્યો છે એમા પણ ગાઢ કારણેથી છૂટ હોઈ શકે છે તે આગળ આગારના અધિકારમા સ્પષ્ટરીતે બતાવેલુ છે

## સાર

જેથી મિથ્યાત્વવૃદ્ધિ થાય એવા કામક વાથી સમકિત મેલુ થાય અને વ્યવહારનો પણ લોપ થાય છે તેથી સમકિતવત શ્રાવક મિથ્યામતિ દેવગુરૂને

૧ બે હાથ જોડીને વદન કરે નહિ

૨ મસ્તક નમાડીને નમસ્કાર કરે નહિ

૩ કુપાત્રને પાત્ર બુદ્ધિથી દાન દેવે નહિ

૪ એવી રીતે અનેકવાર કુપાત્રને પોષે નહિ

૫ મિથ્યા મતિની સાથે અણબોલાવ્યા વાત કરે નહિ

૬ એવા પ્રકારની વાતો વારવાર કરીને પોતાનો અમૂલ્ય વખત નકામો ગાળે નહિ, તેમજ સમકિતને મલીન કરી વ્યવહાર માર્ગનો લોપ કરે નહિ

## ૬ આગાર અથવા અપવાદે છુટ

૧ રાયાભિયોગ, ૨ ગણાભિયોગ, ૩ બલાભિયોગ, ૪ દેવાભિયોગ, ૫ ગુરૂનિગ્રહ, ૬ ભીવણકાતાર

વિવેચન—અતિદૃઢ સમકિતી શ્રાવક શુદ્ધ ધર્મથી કોઇ રીતે ચલાયમાન થાય જ નહિ, જે એવી દૃઢતા રાખી શકે નહિ તેમને માટે નીચે મુજબ ૬ આગાર કહ્યા છે

૧ રાયાભિયોગ—રાજાની આજ્ઞાથી તે કહે તેમ ધર્મ વિરૂદ્ધ પોતાની ઇચ્છા નહિ છતા પણ કરવુ પડે કાર્તિક શેઠની પેરે

૨ ગણાભિયોગ—ઘણા માણસોના સમુદાયની જબરાઈથી

૩ બલાભિયોગ—સૈન્યના જુલમથી અથવા ચોર વિગેરેના જોરથી

૪ દેવાભિયોગ—ક્ષેત્રપાળ વિગેરે દેવના આગ્રહથી

૫ ગુરૂનિગ્રહ—માતપિતાદિક વડીલના આગ્રહથી અથવા તેમનો નિગ્રહ થતો દેખી તેમને છોડાવવા જે કરવુ પડે, તે કરતા મિથ્યાત્વ લાગે નહિ

૬ ભીવણકાતાર—ભયકર અટવીમા આવી પડવાથી અથવા રોગાદિક સબધી ભારે મોટી આપદા આવી પડવાથી અથવા દુકાળ વિગેરેના કારણથી આજીવિકા થવી દુર્લભ હોવાથી તે

વખતે નિરૂપાયપણે અન્ય રીતે આચરણ કરતા મિથ્યાત્વ લાગે નહિ

## સાર.

જૈન શાસનમા સમજીને લીધેલા નિયમો યથાર્થ પાળવાને સખ્ત ફરમાન છે તે એવી રીતે કે કોઈ નિયમને ખડિત કરીને જીવવા કરતા નિયમ અભગ રાખીને પ્રાણ પણ તજી દેવા, પરતુ કોઇ રીતે નિયમને ખડિત કરવા નહિ એટલા માટે જે નિયમ જેવા રૂપમા સુખે નિર્વહી શકાય તેવાજ નિયમ તેવી જ રીતે લેઇને તેને દ્રઢપણે પાળવામા જ આત્માનુ ખરૂ હિત સચવાય છે, આથી જ કહ્યુ છે કે 'બોલ્યુ તેવુ પાળિયે ' દ તીદ ત સમબોલ લલના ॥ સજ્જનના દુર્જનતણા કચ્છપકોટિને તોલ લલના ॥ અર્થાત્ વિચારીને જે નિયમ ગ્રહ્યો તેનો અત સુધી નિર્વાહ કરવો એ જ સજ્જનોનુ લક્ષણ છે જેમ બહાર નીકળેલા હાથીના દાત ( દતૂશળ ) અદર પેસતા નથી, તેમ સજ્જનોના બોલ આશ્રી પણ સમજવુ દુર્જન લોકોનો સ્વભાવ કાચબાની ડોક જેવો જ હોય છે ઘડીકમા બહાર કાઢે અને ઘડીકમા અદર ઘાલી દે, તેમ તેમના વચન આશ્રીપણ સમજવુ આટલા માટે સુખે પાળી શકાય એવા આગાર ( અમુકછુટ )થી નિયમો લઈને તે તેવી રીતે કે તેથી પણ સારી રીતે પાળવામા જ ખરૂ હિત સમાયેલુ છે, તેવા ૭ આગાર ઉપર મૂજબ સક્ષેપથી બતાવ્યા છે તે સમજી લેવા

## ૬ ભાવના

૧ સમકિત એ ધર્મવૃક્ષનુ મૂળ છે, ૨ સમકિ

નગરનું દ્વાર છે

૩ સમકિત એ ધર્મ મહેલનો પાયો છે ૪ સમકિત એ સમસ્ત ગુણનું નિધાન છે ૫ તે સમસ્ત ગુણનો આધાર છે ૬ તે સમસ્ત ગુણનું ભાજન છે

વિવેચન ૧ જેથી સમકિત નિર્મળ થાય એવી રૂડી ભાવના મનની પ્રસન્નતાથી ભાવવી. જો સમકિત રૂપી મૂળ તાજુ અને મજબૂત હશે તો વ્રત રૂપી વૃક્ષ મહા ફળને આપી શકશે માટે જ સમકિતને ધર્મ વૃક્ષનુ મૂળ લેખવામા આવે છે તે વિના ગર્વ સુધ્ધા જે ક્રિયા કરે છે તે કઈ શિવસુખ આપવા સમર્થ થઇ શકતી નથી એવી શુભ વિચારણા અને ધારણા એ પ્રથમ ભાવના ૨ સમકિત એ ધર્મ નગરનો દરવાજો છે એ વડે જ કોઈ પણ પ્રકારના શુદ્ધ ધર્મમા પ્રવેશ કરી શકાય છે, તે વિના સર્વ શ્રમણરૂપ સાધુ ધર્મ કે દેશ સંજમ રૂપ શ્રાવક ધર્મ એકડા વિનાના મીંડા જેવા નકામા છે, સમકિતથીજ તેની સફળતા છે એ બીજી ભાવના સમકિત રૂપી પાયો દૃઢ હોય તો તેની ઉપર ચણેલો ધર્મમહેલ ડગે નહિ તે વિના તો ડગતા વાર પણ લાગે નહિ પાયા વિનાના મહેલની પેરે કરેલો ધર્મનો મિથ્યા આડંબર ચિરકાળ ટકતો કે શોભતો નથી, તે માટે સમકિત ગુણની ખાસ જરૂર છે તે ત્રીજીભાવના ૪ સમકિત સમસ્ત ગુણનુ નિધાન છે, તે વિના અન્ય ગુણોની રક્ષા થઇ શકે નહિ, તેનાજ આધારે સર્વ ગુણો ટકી શકે છે ભંડારમાં જાપતાથી રક્ષાયેલા રત્નોની પેરે સમકિત સંયુક્ત સર્વગુણોને કોઈ પ્રકારનો ભય રહેતો નથી, તે વિનાના એકલા જૂદા જૂદા ગુણો તો છૂટા પડેલા રત્નોની જેમ જોતજોતામા છીનાઇ જાય છે

એ પ્રમાણે ચોથી ભાવના ૫ શમ, દમ, વિગેરે સમસ્ત ગુણોનો આધાર સમકિત ગુણ છે આધાર વિના આધેય રહી શકે કે મ ? એ પ્રમાણે પાચમી ભાવના ભાવવી ૬ સમકિત રૂપ સુદર ભાજન જો મળે તો નિર્મળ જ્ઞાન અને નિર્મળ ચારિત્ર ધર્મનો રસ તેમાં અખડ રહી—ટકી શકે તે વિના, તો તે રસ ઢળી જાય એવી રીતે સુખદાયી છઠી ભાવના ભાવવી ઉક્ત ભાવના ઓમા જેમ જેમ આદર થશે, તેમ તેમ આત્માને અત્યત લાભ થશે

## સાર

ભાવના ભવનાશની એ વચનમા ઉડુ પ્રમાણ અને રહસ્ય રહેલુ છે ભાવના એક અજબ રસાયણ છે, જેથી અનેક પ્રકારની આપદા નષ્ટ થવા સાથે સપદા સહજમા આવી મળે છે ભાવના એક અપૂર્વ જાતનુ અમૃત છે, જેથી ભાવિત આત્માઓ સર્વ જાતના કર્મ રોગને ક્ષણમા હણીને અજરામર પદને પામી શકે છે આવી ભાવનાથી ગમે તેનુ સ્હેલાઇથી કલ્યાણ થઇ શકે છે એવી ભાવનાઓજ ક્ષણમા અપૂર્વ ગુણ રત્નોને મેળવી ભવ્ય આત્મા અતે અવિનાશી એવા મોક્ષ સુખના અધિકારી થાય છે એવા અનેક દાખલા શાસ્ત્રોમા સ્થળે સ્થળે દ્રષ્ટિગત થાય છે શુદ્ધ ભાવના વિના તો ગમે તેવી કઠણ કરણી પણ લેખે આવતી નથી તેથી તે કેવળ કષ્ટરૂપજ થાય છે માટે મોક્ષ સુખના અર્થી જનોએ શુદ્ધ ભાવનાનો અવશ્ય આશ્રય લેવો ઘટે છે તે વિનાની સર્વ કરણી અરણ્યમા રૂદન જેવી નિષ્ફળ છે, સાચી ભાવનાયુક્ત કરેલી કરણી દુધમા સાકરની જેવી અથવા અમૃતની જેવી મીઠી લાગે છે અને ભાવના

ની તે જ કરણી કેવળ મીંડીરૂપ લાગે છે એમ સમજી આત્મા ર્થિ જનોએ સર્વત્ર યથાયોગ્ય શુદ્ધભાવનાનો જ આશ્રય કરવો યુક્ત છે એવી નિર્મળ ભાવના હરેક ધર્મકરણી કરતા હૃદયમા રાખના ને અત્યત લાભ થાય છે સમકિત ગુણ ધારણ કરવાની કેટલી જરૂર છે તે ઉપર સમજુતી સાથે બતાવેલી ૭ પ્રકારની ભાવનાથી સ્પષ્ટ સમજી શકાશે બાકી શાસ્ત્રમા અનેક સ્થળે બ તાવેલી મૈત્રી, મુદિતા, કરૂણા અને માધ્યસ્થ્યરૂપ ચાર ભાવનાનુ સ્વરૂપ સારી રીતે સમજી વિચારી તે મુજબ વિવેકથી વર્તતા વીતરાગ ભગવાને કથેલો મોક્ષનો માર્ગ સુખે સાધી શકાય છે તેમ જ અનિત્ય અશરણ આદિ દ્વાદશ ભાવના પણ ભવ્ય જનોને ભારે ઉપગારી થઈ શકે છે

## છ સ્થાનક

૧ આત્મા છતો છે ૨ આત્મા નિત્ય છે ૩ આત્મા કર્મનો કર્તા છે ૪ આત્મા કર્મનો ભોક્તા છે ૫ મોક્ષ છે ૬ મોક્ષનો ઉપાય પણ છે

**વિવેચન**-જ્ઞાનાદિ ચેતના લક્ષણ આત્મા તત્ત્વરૂપ છે ક્ષીર નીરની પેરે જોકે તે કર્મ સાથે મળેલો દીસે છે, તોપણ નિશ્ચેથી તે તેથી અલગો છે જો સદ્‌ગુરૂ કૃપાથી અનુભવજ્ઞાન પ્રગટ થાય તો આત્મા સ્ફટિક રત્નની જેવો નિર્મળ છે એમ પ્રત્યક્ષ પ્રમા ણથી સમજી શકાય ૨ પૂર્વે અનુભવેલી વસ્તુને આત્મા સભારી શકે છે, જેમ જન્મતાજ બાળકને પૂર્વ ભવમા અભ્યાસેલી સ્તન-પાન સબધી વાસના સહજ સ્મરણમા આવી જાય છે તેમ હરેક આત્મા સબધી સમજવુ આથી સિદ્ધ થાય છે કે આત્મા નિત્ય છે કર્મના સયોગથી થતી દેવ મનુષ્યાદિક અવસ્થા એ

આત્માના અનિત્ય પર્યાય છે પરંતુ સર્વ અવસ્થામાં સદા જ્ઞાનાદિ ચેતના યુક્ત આત્મા અચળ રહે છે ૩ જેમ કુંભાર કુંભનો કર્ત્તા દંડ ચક્રાદિકના સંયોગે કહેવાય છે, તેમ મન વચન અને કાયાના સંયોગે આત્મા પણ કર્મનો કર્તા છે નિશ્ચયનયથી તો તે નિજગુણનો જ કર્તા છે, અને અશુદ્ધ વ્યવહારથી વિધ વિધ કર્મનો કર્તા છે શુદ્ધ વ્યવહારે આત્મા કર્મનો કર્તા નથી જ વ્યવહારનયથી આત્મા પોતેજ કરેલા કર્મનું ફળ પોતેજ ભોગવે છે, નિશ્ચયનયથી આત્મા નિજ ગુણનોજ ભોક્તા હોઈ શકે છે ૫ અચળ અને અખંડ સુખનું સ્થાન મોક્ષ આત્માને માટે નિશ્ચિત છે મન, તનના યોગે આત્માને આધિ વ્યાધિ અનુભવવી પડે છે શ્રી વીતરાગ વચનાનુસારે તનમનનો અંત કરવાથી આધિ, વ્યાધી નો પણ અંત આવી જાય છે બિલકુલ નિરૂપાધિક સ્થાનજ મોક્ષસ્થાન છે ૬ સમ્યગ્જ્ઞાન અને સંયમક્રિયા એ મોક્ષનો ખરો ઉપાય છે સમ્યગ્જ્ઞાનથી મોક્ષનો માર્ગ સાધી શકાય છે તેથી મોક્ષપ્રાપ્તી માટે બંને તેજરૂર પડે એકલા જ્ઞાન કે ક્રિયાથી કામ સરતું નથી, કેમકે સંજમ ક્રિયા વિનાનું એકલું જ્ઞાન લુલું છે અને સમ્યગ્જ્ઞાન વિનાની એકલી ક્રિયા પણ આંધળી છે સાથે મળેલા બંનેથી સુખે સુખે મોક્ષપદ પામી શકાય છે તેથી મોક્ષાર્થીએ તે ઉભયને સાથેજ સેવવા જરૂરના છે

## સાર

જ્યાં સમકિત ગુણકરે તેને 'સ્થાનક' કહેવામાં આવે છે છ સ્થાનક ઉપર સમજપૂર્વક બતાવ્યા છે, તેનું

સારી રીતે ગુરૂગમ્ય સમજી જે ભવ્યજનો તેમા પુર્ણ રીતે આદર કરે છે તે અવશ્ય સમકિત ગુણને પામી શકે છે પરંતુ જે મુગ્ધજનો પ્રમાદશીલ બની તેની ઉપેક્ષા કરે છે, તે બાપડા ચિંતામણિ રત્નતુંલ્ય સમકિત ગુણથી બેનસીબ રહે છે ૧ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, અને ઉપયોગ લક્ષણ યુક્ત જે પદાર્થ પ્રતીત થાય છે તેજ આત્મતત્ત્વ અથવા જીવ છે તેથી વિલક્ષણ સર્વે અજીવ છે ૨ આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ સંજ્ઞા જીવને પુર્વભવોના અભ્યાસથી સવ ગતિમા પ્રાય જેવી ને તેવી બની રહે છે પૂર્વ અનુભવેલ સ્તનપાનનુ જેમ બાળકને જન્મતાં જ સ્મરણ થાય છે તેમ અન્ય વાતનુ પણ સ્મરણ થઇ શકે છે, તેથી આત્માનિત્ય છે એમ સહજ સિદ્ધ થાય છે ૩-૪ મન વચન અને કાયાના યોગથી વિષય કષાયાદિકને વશ થઈ જીવ પોતેજ નવા નવા કર્મ બાંધે છે અને તેના ફળ પણ પોતેજ ભોગવે છે ૫ જ્યારે જિનેશ્વર ભગવાનની આજ્ઞા મુજબ વર્તી જીવ સવ ઉપાધિને તજી તપ જપ સંયમનુ સમ્યગ્ રીતે સેવન કરે છે ત્યારે તેના પ્રભાવથી આત્મા, કર્મનો સર્વથા અંત કરી નિરૂપાધિક મોક્ષ સુખ પામે છે જન્મ, જરા અને મરણ સંબંધી દુ:ખનો જેમા સર્વથા છેદ કર્યો છે એવા અક્ષય અખંડ સુખના સ્થાનને મોક્ષપદ કહ્યુ છે ૬ સમ્યગ્જ્ઞાન (સારી સમજ) સમ્યગ્ દર્શન (નિર્મળ શ્રદ્ધા) અને સમ્યક્ ચારિત્ર(શુદ્ધ સંયમ) સહગત મોક્ષનો અમોઘ ઉપાય છે અર્થાત્ તત્ત્વજ્ઞાન, તત્ત્વશ્રદ્ધા અને તત્ત્વ રમણ વડેજ અક્ષય અવિનાશી એવુ શિવ સુખ પ્રાપ્ત થાય છે તત્ત્વશ્રદ્ધાવંતમાજ વિવેક યુક્ત ઉક્ત બોલો લાભે છે ઇતિશમ્

## हित शिखामण भावना (कडखानी देशी)

મકર હો જીવ પરતાત* દિન રાત તુ,
આપણો વાક નયણે ન દેખે,
[1]તિલ સમ પારકા દોષ હોવે જીહે,
તેહ કરી દાખવે મેરૂ લેખે મકર૦ ૧
કો કરે પર તણી અતિહિ નિંદા ઘણી,
તેહ તો તેહનો મેલ ધોવે,
તાસ ઉજ્વલ કરે [2]પિંડ પાપે ભરે,
મૂઢ તે માનવી સુગુણ ખોવે મકર૦ ૨
બહુલ મચ્છરપણે ગુણ તજી પરતણા,
સત અણસત જે દોષ ભાખે,
આપડો જીવડો તેહ મૂરખપણે,
ગજ પરે નિજ શિરે ધૂળ નાખે મકર૦ ૩
દ્રાખ સાકર સરસ વસ્તુ સવિ પરિહરી,
કાક જેમ ચાચશુ મેલ ચૂથે,
નિંદકી તેમ ગુણ કોડિ છોડી કરી,
ચિત્તમે પર તણા દોષ ગુંથે. મકર૦ ૪
[4]બગ જેમ ગોપવી મીનને મારવા,

* પરાપવાદ–પારકી નિંદા
૧, તલના દાણા જેવડા નાનકડા પરના દોષને મેરૂ જેવડા લેખે છે
૨, પોતાના આત્માને પાપ મળથી મેલો કરે છે
૩ જે પરના છતા કે અછતા દોષને દાખવે છે
૪ જેમ માછલાંને મારવા પોતાના શરીરને ગોપવી બગલો
અમસો બેસી રહે છે

બગ રહે તાકિ જીમ નીર નાકે,
નીચ તિમ છિદ્ર ગોપવી કરી આપણા,
રાતદિન પારકા છિદ્ર તાકે મક૨૦ ૫
નિપટ લપટપણે લપટી કુતરો,
વમન દેખી કરી નફટ નાચે,
દોષ લવ લેશ પામી તથા પાતકી,
અધમ જન [1]મબલ મનમાહિ માચે મક૨૦ ૬
એક સજ્જન હોયે સેલડી સારિખા,
ખડ ખડે કરી કોઇ કાપે,
તો હિ પણ પીડતા આપ ઉત્તમપણે,
સરસ રસ [2]વસ્તુનો સ્વાદ આપે મક૨૦ ૭
કોડિ અવગુણ પણ છોડિ જે ગુણ ગ્રહે,
દેશ પરદેશ તે સુખ પાવે,
દેખ પ્રત્યક્ષપણે કૃષ્ણ પરે તેહના,
દેવ[3]રાજેન્દ્ર પણ સુયશ ગાવે મક૨૦ ૮
દેવ ગુરૂ ધર્મ આરાધ શુધ્ધે મને,
પારકે પેશ મા મૂઢ કાને,[4]
સકલ સુખકારિણી દુરિત દુખવારિણી,
ભાવના એહ હિતશીખ માને મક૨૦ ૯

---

૧, મનમાં મનોજ રાચે છે
૨, વસ્તુનો સ્વા –આત્માનો સ્વભાવિક સ્વા૦ શાંત રસ શાંતિ, શીતળતા
૩, દેવ નાયક–ઈંદ્ર મહારાજ
૪, પારકા કાનમાં નકામી વાત (વિકથા) કરી ક્યાંય તારૂ બગાડીશ મા.

ઇતિશમ્

## शिखामण-लावणी १ ली

તુમ ભજો જિનેસર દેવ, મુગતિ પદ પાઈ ॥ મુગતિ૦ ॥
અબ અવલ અખંડિત જ્યોત, સદા સુખદાઇ ॥ એ આંકણી ॥
મે ફર્યો ચોરાસી માંહે, ભૂલ્યો મે ભરમ ॥ ભૂલ્યો૦ ॥
મહારે ઉદયે અનતા દુખ, બાંધ્યા જબ કરમ ॥
મે કદીયેક હુઓ રંક, ફિર્યો તજ શરમ ॥ ફિર્યો૦ ॥
અરૂ કદિયેક રાજા ભયો, [1]ગરથકો ગરમ ॥
જબ ગરવ આણકર બોલ્યો, પારકા મરમ ॥ પારકા૦॥
પણ નીરમલ જુગમે જૈન, કીયો નહિ ધરમ ॥
અબ મનખ જનમમે ચેત, ઘડી શુભ આઇરે ॥ ઘડી૦॥ અબ૦॥ ૧
મે સુર નરકા સુખ વાર, અનતી પાયા ॥ અનતી૦ ॥
મહારે શિવ સમતાકા સુખ, હાથ નહિ આયા ॥
મે કુગુરૂને કુદેવ, ભલા કર ધ્યાયા ॥ ભલા૦ ॥
મે ઉલજ્યો અનાદિ અગ્યાન, વિષય ભોગ ભાયા ॥
મે પડ્યો લોભ કે ફંદ, જોડતો માયા ॥ જોડતો૦ ॥
પણ લગ્યો અંત જબ આપ, કાળને ખાયા ॥
અબ પરિહર સબ પરમાદ, ધર્મ કર ભાઇરે ॥ધમ૦॥ અબ૦॥ ૨
અબ દુરલભ અવસર લહી, તુ સુકૃત કરરે ॥ તુ૦ ॥
અબ દાન શીયળ તપ ભાવ, હીયામે ધરરે ॥
તુ કરમકી માળા કાટ, પાપ પરીહરરે ॥ પાપ૦ ॥
અબ વાર વાર કહુ તોહે, જગતસે તરરે ॥
તુ નીર્મળ નયણે દેખ, નરકશું ડરરે ॥ નર૦ ॥
તુ શીખ સુગુરૂકી માન, અગ્યાની નરરે ॥

---

૧ પૈસે ટકે સુખી

અબ [1]પર ત્રીયા કર જાન, બેનને આઈશો એનગા અબ૦ાા ૩
અબ જિનવર મુઝ મન ભાયો, સદા ગુણ ગાઉં ાા સદા૦ ાા
અબ ઇતની કીરપા કરો, નરક નહિ જાઉ ાા
અબ ભવ ભવ માહી દેવ, જિનેસર પાઉં ાા જિનેસર૦ ાા
એ મન બચ કાયા કરી, ચરણ ચીત લાઉં૦ ાા
એ દયા ધરમ હીતકાર, સદા મે ચાઉ ાા સદા૦ ાા
એ ચોરાસીકે માહે, ફેર નહિ આઉ ાા
શુ અરજ કરે જિનદાસ, કીરત એ ગાઇરે ાા કીરત૦ ાા અબ૦ ાા ૪

---

## શિક્ષામણ–લાવણી ૨ જી

કબ દેખુ જિનવર દેવ, જગત ગુરૂ ગ્યાની ાા જગત૦ ાા
કોઇ આપ સમો નહિ ઓર, જો અંતર ધ્યાની ાા એ આકણી ાા
અબ વિષમ વન સંસાર, જગતમે ભટકયો ાા જગત૦ ાા
મુઝે અનમતને લેભાય, નરકમે પટકયો ાા
અબ લહુ દરીસન જિનવરકા, ઓ દીન કબ ઉગે ાા ઓદીન૦ ાા
મુઝ મનકી વંછિત આશ, અધિક સબ પૂગે ાા
અબ જિન દરશન બિન નયન, ઝરે મુઝ પાની ાા ઝરે૦ ાા કોઇ૦ાા ૧
થારે કુગુરૂકો ઉપદેશ, હીયામે છાયો ાા હીયામે૦ ાા
પણ સરસ ભેદ સમકિતકો, જીવ નહિ પાયો ાા
અબ જૈન ધર્મ નિજ માલ, મૂરખ મત ખોવે ાા મૂરખ૦ ાા
એ સુમતી સરગકો પંથ, અમરગત હોવે ાા
અબ દુર્લભજિન ભક્તિકી, લહી નિજ ટાની ાા લહી૦ ાા કોઇ૦ ાા ૨

---

[1] પારકી સ્ત્રીને મા બ્હેન સમાન લેખ

અબ સુરનર ગાવે ગીત, અજબ [1]ઝડ લાગી ॥ અજબ૦ ॥
કિન્હીં નાચત નૃત્ય અનેક, આળસકુ ત્યાગી ॥
અબ મોહત મન નરપતીકા, ગગન ધુની ગરજે ॥ ગગન૦ ॥
શ્રી જિનવર મહિમા અનંત, ધ્યાન દીલ ધરજે ॥
ઐસી અધીક છબી જિનજીકી, મેરે મન માની ॥ મેરે૦ ॥ કોઈ૦ ॥ ૩
અબ જિન ચરણોસે રંગ, અધીક દીલ લાગો ॥ અધીક૦ ॥
મેં પેખેં જિન ગુણ અજબ, સુરંગી વાઘો ॥
આ સફળ ઘડી સમકિતકી, હાથ અબ આઈ ॥ હાથ૦ ॥
મેં જ્ઞાન ગમનકી પાખ, અમૂલક પાઈ ॥
અબ બોલત સુ જિનદાસ, સુનો જિનબાની[2] ॥ સુનો૦ ॥ કોઈ ॥ ૪

---

## गिरामण—लावणी २ जी

એક જિનવરકા નિજ નામ, હીયામેં લેના ॥ હીયા૦ ॥
અબ લગી લગન જિનવરસેં, આપ ખુશ રહેના ॥
સદા ખુશ રહેના૦ ॥ એ આંકણી,
અબ નિરખુ જિન દીદાર, દરસ કબ પાઉં ॥ દરસ૦ ॥
જગમેં જિનવર નિજ નામ, નિરંજન ધ્યાઉં ॥
અબ રહે નયન લોભાય, હિયો નીત હરકે ॥ હીયો૦ ॥
મોહે જિન દરશનકી આશ, પાપ સબ સરકે ॥
અબ સુરપતિ નિરખત રૂપ, નજરભર નેના ॥
...ર૦ ॥ અબ૦ ॥ ૧
અબ મિટયો મરણ ભવબાહો, ...પૂરે ॥ આશ૦ ॥

૧ ઝડી લઈ. ૨ જિનવાણી.

મે જપુ જિણંદકો નામ, મેહુ નહિ દૂરો ॥
એ ઘન ઘાતી ઘાલે ઘેર, કરમ સબ ચૂરો ॥ કરમ૦ ॥
જો દુરગતિ ભમતા આયો, આપ હજૂરો ॥
અબ શુભ નજરા મુઝ નિરખ,
સુગતિ પદ દેના ॥ સુગતી૦ ॥ અબ૦ ॥ ૨
અબ હે હિશકીખાન, ગ્યાન નિજ કરણી ॥ ગ્યાન૦ ॥
એ મુગતિ પથદાતાર, સુમતિકી ધરણી ॥
અબ શુકલ ધ્યાનકી બેઠી, ચઢા નીસરણી ॥ ચઢા૦ ॥
ઐસા જગમે સત સુજાન, મુક્તિ પદવરણી ॥
અબ આપો મયકર હર કે, અમર સુખ ચેના ॥ અમર૦ ॥ ૩
અબ બેઠ કરૂ મે મોજ, આનંદ કે ઘરમે ॥ આનંદ૦ ॥
મે પરખ્યા શ્રી જિનરાજ, જગત કુણ બરમે ॥
મે દુખ ભોગતા હુ અનંત, કરે કુણ લેખો ॥ કરે૦ ॥
મે અરજ કરૂ તન મનસે, નજર ભર દેખો ॥
અબ બોલત સુ જીનદાસ,
સુનો જિન બાની ॥ સુનો૦ ॥ અબ૦ ॥ ૪ ॥

---

## सुमति-कुमति—लावणी

હારે તુ કુમતિ કયેસણ નાર, લગી કયુ કેડે ॥ લગી૦ ॥
ચલ[1] સરક ખડી રહે દૂર, તુઝે કુણ છેડે ॥ એ આંકણી ॥
હારે તુ સુમતિ કો બરમાયી મુઝે કયુ છોડી ॥ મુઝે૦ ॥
મેરી સદા શાશ્વતી પ્રીત, છીનકમે તોડી ॥
તુજ બીન સૂની મેરી સેજ, કહુ કર જોડી ॥ કહુ૦ ॥

---

૧ પાછી ઓસર

ઉઠ વલી કુમારિ સગ, સુખે રહો પોહોડી૦ ॥
સુ બુર બુર કુમતી આસુ,
આખસે રેડે ॥ આખ૦ ॥ તુ કુમતિ૦ ॥ ચલ૦ ૧
હારે તેરી નરક નિગોદકી સેહેજ, [1]સેતી મે રૂઠચો ॥ સેતી ॥
પકડચો સાચો જિનનાથ, સગ તેરા છૂટચો૦ ॥
તેરી મુરખ માને બાત, હૈયાકે ફૂટચો ॥ હૈયા૦ ॥
મે સહેજ હુવો હુ દૂર, તાર તેરો તુટ્યો૦ ॥
તુ કર દૂરામે બાત, આવ મત નેડે ॥ આવ૦ ॥ ચલ૦ ॥ ૨
મેરી અનત કાલકી પ્રીત, પલક નહા પાલી ॥ પલક૦ ॥
સુમતિ કે લાગો પગ, મુજે કયો ટાલી૦ ॥
તે સુમતિકો સીરદાર, સુણાવે ગાલી૦ ॥ સુણાવે૦ ॥
તેરી હમ દોનુ હે નાર, ગોરી ઓર કાલી૦ ॥
તુ હમકુ કેલે દુર, સુમતિ કુ તેડે ॥ સુમતિ૦ ॥ ચલ૦ ॥ ૩
અબ કુમતિકો લલચાયો, રતિ નહી ઠગીઓ૦ ॥ રતિ૦ ॥
સુન કર સુત્રકી શીખ, સાચ હોય લગીયો ॥
ચેતન કુમતિ કુ સેહેજ દૂર સૂ ભગીયો ॥ દૂર૦ ॥
જિનરાજ બચનકો ગ્યાન, હૈયેમે જગીયો ॥
જિનદાસ કુમત તુ બાત,
ખોટી મત ખેડે ॥ ખોટી૦ ॥ ચલ સરક૦ ॥ ૪ ॥




૧, તે કારણથી હુ રૂઠયો

त्रिसध्य देवार्चां विरचय चयं प्रापय यश ,
श्रिय पात्रे वाप जनय नयमार्गे नय मन ।
स्मर क्रोधाद्यारीन् दलय कलय प्राणीपु दयाम्,
जिनोक्त सिद्धात शृणु वृणु जवान् मुक्ति कमलाम् ॥
सिंदूरप्रकर

અથ—ત્રિકાળ દેવપૂજા કર, યશને વૃદ્ધિ પમાડ, સુપાત્રમાં લક્ષ્મીનુ વપન કર, ન્યાયમાર્ગે મન દોર, કામ ક્રોધાદિ શત્રુને હણી નાખ, પ્રાણીઓ ઉપર દયા કર, જિનેશ્વર ભાષિત સિદ્ધાતને સાભળ, ( અને એ પ્રકારે નીર્ય કર્મ કરીને ) મોક્ષ લક્ષ્મીને તરત વર !